પંડિત

# શ્યામજી કૃષ્ણવર્મા

વિષ્ણુ પંડ્યા

પ્રવીણ પુસ્તક ભંડાર
લાભ ચેમ્બર્સ, બસસ્ટૅન્ડ પાસે, રાજકોટ

PANDIT SYAMJI KRISHNAVARMA
(Biography in a story form)
By
VISHNU PANDYA

પ્રકાશક :
પ્રવીણચંદ્ર એમ. પટેલ
પ્રવીણ પુસ્તક ભંડાર
લાભ ચેમ્બર્સ,
ઢેબરભાઇ રોડ, રાજકોટ



પ્રથમાવૃત્તિ : ૧૯૮૫

કિંમત : રૂા. ૧૫-૫૦

મુદ્રક :
ક્રિષ્ના ટાઇપ સેટીંગ વર્ક્સ
સાદરા (જી. અમદાવાદ)

જયેશ. આર. ભાનુશાલી

સહૃદય સ્વજન
અને
તેજસ્વી પુરોગામી
પત્રકાર

વાસુદેવ મહેતાને

–વિષ્ણુ પંડ્યા

## અ-નુ-ક્ર-મ





## પ્રકાશકનું ઉત્તરદાયિત્વ

પ્રવીણ પ્રકાશન રાજકોટે સૌ પ્રથમ 'અમર ક્રાંતિકારીઓ' શ્રેણીના દશ પુસ્તકોનો સેટ આપના કરકમળમાં મૂકયો, સારાય ગુજરાતે અત્યંત ઉમળકાથી વધાવી લીધો. એક મહિના જેટલા ટૂંકા ગાળામાં જ એની દ્વિતિય આવૃત્તિ બહાર પાડવી પડી.

ગુજરાતની વાચન ભૂખ ઉઘડી છે, ઉઘડતી ભૂખ એ તંદુરસ્તીની નિશાની છે, પણ ભૂખ લાગે ત્યારે ગમે તેવો ખોરાક ખાઈ શકાતો નથી. વાસી, કાચો કે ફૂગજન્ય ખોરાક ખાવાથી પેટ બગડે છે અને શરીર રોગીષ્ટ બને છે, એવી જ રીતે ગમે તેવું, અરુચિકર, અસભ્ય, ઉત્તેજનાપૂર્ણ કે જાસુસી વાચન વાંચવાથી દિમાગ બગડે છે. ખાસ કરીને આજનું ડિટેકટીવ સાહિત્ય અને એને લગતું ઉત્તેજનાપૂર્ણ સાહિત્ય વાંચવાથી એક નશો ચડે છે, અને આપણે જાણીએ છીએ કે નશો ખતરનાક છે, એની પકડમાં આવ્યા પછી છૂટવું આસાન નથી.

આવતી કાલના નાગરિકોને, એક પાંગરતી પેઢીને ઉચ્ચ કક્ષાનું સાહિત્ય મળી રહે, સારુંય કુટુંબ સાથે બેસીને વાંચી શકે, જે વાચન દ્વારા પ્રેરણા મળે, જ્ઞાનની ક્ષિતિજો ખૂલે, જે સાહસ આપે, કર્મજ્ઞાન સમજાવે, શૌર્ય બક્ષે, દેશદાઝ અને દેશભકિત આપે-એવું સુરુચિપૂર્ણ, સત્વશીલ અને પ્રેરણાદાયક સાહિત્ય પીરસવાનો અમારો પ્રયત્ન પહેલેથી જ રહ્યો છે.

'અમર ક્રાંતિકારીઓ' શ્રેણીને અભૂતપૂર્વ આવકાર મળ્યો. અમારા ઉપર પત્રોનો ધોધ વરસ્યો, અભિનંદનો, શુભકામનાઓ અને સલામો અષાઢના મેઘની જેમ વરસી, આ

અભિનંદનો અને શુભકામનાઓ પાઠવવા માટે સારાય ગુજરાત, મુંબઈ અને ગુજરાત બહાર વસતા ગુજરાતીઓના આભારી છીએ.

અમને ગુજરાતે પ્રોત્સાહન આપ્યું, અમારો ઉત્સાહ બેવડાયો અને 'મહાન દેશભક્તો' શ્રેણીનું આયોજન વિચારાયું.

અમારા બન્ને લેખકો શ્રી. શાંતિલાલ જાની અને શ્રી. હસમુખ રાવળને 'મહાન દેશભક્તો' શ્રેણીનું લેખન કાર્ય સોંપવાનું વિચારાયું ત્યારે જ શ્રી. વિષ્ણુભાઈ પંડયા પણ યાદ આવી ગયા. અમે વિષ્ણુભાઈને નિમંત્ર્યા, અને એમણે લેખનની જવાબદારી સહર્ષ સ્વીકારી.

ત્રણે લેખકો અને પ્રકાશકે સાથે મળી મિટીંગ ગોઠવી, લંબાણપૂર્વક વિચાર વિમર્શ કર્યા બાદ દશ દેશભક્તો, કે જેમના જીવન ચરિત્ર સરળ અને વાર્તા નિરુપણ પદ્ધતિએ આલેખી શકાય, એમના નામ નક્કી થયા, પછી વિપુલ સંદર્ભ સાહિત્ય એકઠું કરવામાં આવ્યું, કેટલાક પુસ્તકો ઠેઠ દિલ્હી, મુંબઈ અને અલ્હાબાદથી મંગાવવા પડયા.

ધન મેળવી લેવું, કમાઈ લેવું, નાણાં ભંડોળ મેળવી લેવું, આવો આશય આ પ્રકાશન સંસ્થાએ કયારેય રાખ્યો જ નથી, જો અમારે કમાઈ લેવું હોત તો સુંવાળી, ગલીપચી કરે એવી અસંખ્ય નવલકથાઓ અમે આપી શકયા હોત. આ પ્રકાશન સંસ્થાની આંખ સામે આવતી કાલનો નાગરિક છે, એક યુવાન પેઢી છે. આવી પેઢીને એના પ્રતાપી પૂર્વજો વિષે અત્યાર સુધી અંધારામાં રાખવામાં આવી છે, આ પેઢીને ગાંધી અને નહેરુના ઇતિહાસની પાછળના કે આગળના ઇતિહાસથી અજ્ઞાન રાખવામાં આવી છે. મતલબ સાફ છે–પેઢીની આંખે એક અંધારી બાંધી દેવામાં આવી છે કે જેથી એ આજુબાજુ કે પાછળ ન જોઇ શકે.

અમારો પ્રયત્ન આ અંધારીને હટાવવાનો છે. તેજપૂંજથી ભરેલો સત્તાવનનો ઇતિહાસ, મહામોલાં બલિદાનથી ભરેલો સશસ્ત્ર ક્રાંતિનો ઇતિહાસ અને ન્યોછાવરી અને સ્વાર્પણ ભાવનાથી ભરેલ અજર અમર કથાઓ ગુજરાતની આવતી પેઢીના ચરણે ધરી અમે એમનામાં પૌરુષત્વ, શૌર્ય, સાહસ, કર્તવ્ય-પરાયણતા અને ઉત્તરદાયિત્વ સીંચવા માગીએ છીએ.

અમે સમજીએ છીએ કે પ્રકાશકનો ધર્મ ફકત પુસ્તક પ્રકાશનનો નથી, પણ સંસ્કાર ઘડતરનો પણ છે. આવતીકાલના નાગરિકને પૂર્ણ પુરુષ બનાવવો, એના વાચનની રુચિ કેળવવી, એનામાં સંસ્કાર સીંચવા અને કોઈ વામનને વિરાટ બનાવવાનો અમારો ધર્મ છે, અને એજ સાચું ઉત્તરદાયિત્વ છે.

આઝાદી પછીના ઇતિહાસ લેખનમાં અને ખાસ કરીને માધ્યમિક અને ઉચ્ચસ્તરિય વિદ્યાર્થીઓના ઇતિહાસના અભ્યાસક્રમમાંથી ઈરાદાપૂર્વક સત્તાવનની ક્રાંતિને કે ત્યાર પછીના સશસ્ત્ર ક્રાંતિના ઇતિહાસને બાકાત રાખવામાં આવેલ છે.

આ એક પેઢીદ્રોહ છે. આવતી કાલની પેઢીને પોતાના તમામ પ્રતાપી પૂર્વજો વિષે જાણવાનો સંપૂર્ણ અધિકાર છે, પણ જાણીબુઝીને સશસ્ત્ર ક્રાંતિનો ઇતિહાસ એમની આંખોથી ઓઝલ રાખવામાં આવે છે.

અમે આ પડદો હટાવવાનો પ્રયત્ન કર્યો અને હજુય કરીએ છીએ, તથા ભવિષ્યમાં પણ કરતા રહેશું, કારણ કે એ અમારૂં ઉત્તરદાયિત્વ છે,

અમે કોઈ બહુ મોટું પ્રદાન કરી રહ્યા છે એવું માની કે સમજી લેવાની લેશ પણ જરૂર નથી, કારણ કે અમે કશું નવું તો નથી જ આપતા, અમે તો જે કંઈ તિમિરમાં ઢંકાયેલું છે, અંધકારને કારણે દૃશ્યમાન નથી, જે આચ્છાદિત છે, જેના ઉપર દશકાઓના રાફડાઓ રચાઈ ગયા છે, એ તમામને ખોદી, ઉલેચી, બહાર કાઢી, એને સ્નાન કરાવી, સ્વચ્છ બનાવી, વસ્ત્ર પરિધાન કરાવી, અલંકારથી વિભુષિત કરી આપના ચર્મચક્ષુ અને માનસચક્ષુ સમિપે મૂકવાનો એક પ્રયત્ન માત્ર કરી રહ્યા છે.

લાભ કે અલાભ, શુભ કે અશુભ, નફો કે નુકસાન.... અમે વેપારી નથી કે આ દ્વંદ્વોને જોખવા બેસીએ, માપવા બેસીએ કે તોળવા બેસીએ. અમે તો સંસ્કાર વાંચ્છુઓ છીએ અમારી અભિલાષા એક સંસ્કારી, ગૌરવશાળી, પ્રતાપી, વીર અને ધીર એવા પેઢી ઘડતરની છે.

અમારા લેખકો શ્રી વિષ્ણુભાઇ પંડયા, શ્રી શાંતિભાઈ જાની અને શ્રી હસમુખ રાવળે પ્રસ્તુત શ્રેણીને સરળ, સુરુચિપૂર્ણ અને હૃદયંગમ બનાવવાનો પ્રયત્ન કર્યો છે. એમના પ્રયત્નોના પ્રત્યાઘાતો તો હવે આપે આપવાના રહે છે.

પ્રસ્તુત શ્રેણી પછી પણ અમે એક આગવી, વિશિષ્ટ અને કુટુંબના તમામ સભ્યોને ગમે, સારુંય કુટુંબ-વૃદ્ધથી બાળક સુધી સાથે બેસી વાંચી શકે એવી નવિનતમ શ્રેણી આપવા સંકલ્પબદ્ધ છીએ.

આપના કરકમળમાં હવે આ શ્રેણી છે.

પ્રતિભાવ પાઠવશો.

દિનાંક : ૧૧-૧૨-૧૯૮૪ ગોપાલભાઈ પટેલ

# થોડુંક આ પુસ્તક વિષે—

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા વિશે વિદેશોમાં તો લખાયું છે પણ આપણે ત્યાં, તેમના વિષે બહુ ઓછું-જવલ્લે જ-કંઈ વાંચવા મળશે. આ આપણું દુર્ભાગ્ય કહેવાય કારણ, પંડિતજીએ ૧૮૫૭ પછીના ભારતીય સશસ્ત્ર સ્વાતંત્ર્યજંગને માટે, જે પ્રયત્નો કર્યા તે આપણા ઈતિહાસનો એક યાદગાર અધ્યાય છે. ગાંધીજીના ભારતમાં આગમન બાદ રાષ્ટ્રીય લડતમાં જે પલટો આવ્યો તે પહેલાં રાષ્ટ્રવાદી ચેતનાની ભૂમિકા બાંધી આપવાનું કામ ત્રણ પરિબળો અને પરિસ્થિતિએ કર્યું હતું. એક બંગ-ભંગ અને વિવેકાનંદનો ઉપદેશ, બીજું પેરિસ-લંડનમાં 'ઇંડિયા હાઉસ'ની પ્રવૃત્તિ અને ત્રીજું અમેરિકામાં 'ગદ્દર' ચળવળ.

'ઇંડિયા હાઉસ'ના સ્વપ્નદ્રષ્ટા શ્યામજી કૃષ્ણવર્મા આમ, આપણા સ્વાતંત્ર્યજંગની બે વિચારધારા-સશસ્ત્ર અને અહિંસક-માંથી પહેલી લડાઈના અગ્રદૂત હતા. ગુજરાત તો તેનું ગૌરવ અચૂક લઈ શકે, સમગ્ર ભારતે પણ તેમનાં યોગ્ય સ્મૃતિ-સ્મારક માટે સ્વાધીનતા બાદ તુરત પ્રવૃત્ત થવું જોઈતું હતું.

...પણ દુઃખદ નવાઈ એ છે કે શ્યામજી અને તેમના સાથીદારો-સરદારસિંહ રાણા, અને મેડમ કામા-વિષેની અઢળક સામગ્રી દસ્તાવેજરૂપે ઉપલબ્ધ હોવા છતાં, તેમનાં આધિકારિક જીવનચરિત્રો પણ લખાયાં નથી ! ઈન્દુલાલ યાજ્ઞિકે અંગ્રેજીમાં ૧૯૩૫ની સાલમાં શ્રી સરદારસિંહ રાણાએ આપેલી આર્થિક સહાયને લીધે એક જીવની લખી હતી, તત્કાલીન પરિસ્થિતિના કારણે ઘણી રીતે અધૂરી વિગતો આપતી આ જીવનકથા એક રીતે, પહેલી અને છેલ્લી ગણાય ! ગ્રંથનિર્માણ બોર્ડ, સાહિત્ય અકાદમી, નેશનલ બુક ટ્રસ્ટ વગેરે સંસ્થાઓ નાણાકીય રીતે સદ્ધર છે અને ઘણા જીવનચરિત્રો પણ છાપ્યાં છે પણ તેમાં શ્યામજી કે સરદારસિંહનો આટલાં વર્ષે ય સમાવેશ થયો નથી ! છેક હમણાં એક પારસી સંપાદિકાની

મહેનતને લીધે મેડમ કામાની જીવની માટે નેશનલ બુક ટ્રસ્ટ રાજી થયું હોવાના સમાચાર મળ્યા છે. બાળકો માટેની શ્રેણીમાં કૃષ્ણવર્મા વિષે બે–ત્રણ પુસ્તિકાઓ લખાઈ છે પણ તેને સંપૂર્ણ બૃહદ જીવની કહી ન શકાય.

આવી અવહેલનાની પાછળનાં કારણો સ્પષ્ટ છે. એક તો, આપણી પ્રજા વિસ્મૃતિના અભિશાપથી પીડાય છે. પંડિત શ્યામજી કૃષ્ણવર્મા માંડવી(કચ્છ)માં જન્મ્યા હતા અને તેમનું જીર્ણશીર્ણ મકાન હજુ ઊભું છે. આ મકાનનું રાષ્ટ્રીય સ્મારક થાય એવી મહેચ્છાથી દસ વર્ષ પૂર્વે ગુજરાતના કેટલાક આગેવાનોને મળીને 'શ્યામજી કૃષ્ણ વર્મા સ્મારક સમિતિ' સ્થપાઇ હતી. તેના મહામંત્રી તરીકે હું જાણું છું કે સરકારી તંત્ર અને સમાજ બંનેનાં દિલદિમાગ ઢંઢોળવા માટે કેટલો શ્રમ વેઠવો પડે છે, સમિતિની સ્થાપના બાદ અમે રાષ્ટ્રીય નેતાઓને પત્ર લખેલા તેમાંથી પહેલવેલો પ્રયત્ન શ્રી અટલબિહારી વાજપેયીએ તત્કાલીન વડાપ્રધાન શ્રીમતી ગાંધીને મળીને કરેલો. શ્રીમતી ગાંધીએ એ સમયના ગુજરાતના મુખ્યમંત્રી શ્રી ચીમનભાઈ પટેલને જણાવ્યું અને એ કંઇ કરે તે પહેલાં તેમણે જવું પડયું. રાષ્ટ્રપતિ શાસન દરમિયાન તંત્રને સમજાવવા માટે ઘણી મહેનત લેવી પડી હતી.

ત્યારબાદ ગુજરાત અને દેશ કટોકટીના વાવાઝોડામાંથી પસાર થઇ રહ્યો હતો. એ દરમિયાન કચ્છમાંથી સ્થાનિક સ્તરે સ્મારક સમિતિના ઉત્સાહી મિત્ર હીરજીભાઇ કારાણીએ પણ પ્રયત્નો આદર્યા. દિલ્હી તાર–ટપાલ અને સંદેશાવ્યવહાર ખાતાંને જણાવ્યું કે સ્વાતંત્ર્યવીરોની જે ટપાલટિકિટો બહાર પડે છે તેમાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માનો પણ સમાવેશ થવો જોઇએ.

વડોદરા સેંટ્રલ જેલમાં 'મીસા' હેઠળની અટકાયત દરમિયાન આ પ્રશ્ને ગુજરાતના તત્કાલીન મુખ્યમંત્રી શ્રી માધવસિંહ સોલંકી અને રાજ્યપાલ શ્રી કે. વિશ્વનાથન સાથે મારો પત્રવ્યવહાર થયો. કમનસીબે તે 'એકમાર્ગી'' રહ્યો અને યોગ્ય પ્રતિભાવ મળ્યો નહીં.

છેવટે રાજ્યપાલે માંડવી ખાતેના કૃષ્ણવર્માના જર્જરિત મકાનની સાચવણી માટે રૂ. ૫૦,૦૦૦ની રકમ જાહેર કરી, પણ તેનો ખરેખરો અમલ થયો જ નહીં ! ઇમર્જન્સી પછી જનતા સરકાર આવી ત્યારે મુખ્યમંત્રી શ્રી બાબુભાઈ પટેલ અને શિક્ષણમંત્રી શ્રી નવલભાઈ શાહ સાથે લંબાણ ચર્ચા ઘણીવાર થઇ. બાબુભાઇએ વિધાનસભામાં શ્યામજીનું તૈલચિત્ર મુકાય એ માટે અધ્યક્ષ શ્રી કુંદનલાલ ધોળકિયા સાથે ચર્ચા કરી. નવલભાઇ સાથેના મારા કચ્છપ્રવાસ દરમિયાન માંડવીમાં પંડિતજીની સ્મૃતિમાં યાદગાર કાર્યક્રમ થયો. ભૂજના મ્યુઝિયમમાં 'શ્યામજી–કોર્નર' સ્થાપવો જોઇએ એવા અમારા સૂચનના અમલ માટે મ્યુઝિયમની મુલાકાતે પણ અમે ગયા હતા. ભૂજમાં આ દિવસોમાં જ, મ્યુનિ. કોર્પોરેશન હોલમાં પંડિતજીનું સુંદર તૈલચિત્ર શ્રી મકરંદ દેસાઇએ ખુલ્લું મૂકયું. આ તૈલચિત્ર પંડિતજી જે જ્ઞાતિમાં જન્મેલા તે મુંબઈના ભાનુશાળી સમાજે આપ્યું હતું. મુંબઇના મારા પ્રવાસ દરમિયાન આ સમાજે શ્યામજીનાં મકાનને રાષ્ટ્રીય સ્મારક તરીકે વિનામૂલ્યે આપી દેવા પણ નિર્ણય કર્યો.

બીજાં બે કામ એ પછીનાં વર્ષોમાં થયાં. ગુજરાત વિધાનસભામાં, સુખ્યાત ચિત્રકાર શ્રી બાલકૃષ્ણ પટેલે દોરેલાં, શ્યામજીનું ચિત્ર મુકાયું. નિર્ણય અગાઉની વિધાનસભાનો હતો, અમલ શ્રી નટવરલાલ શાહના અધ્યક્ષપદે પ્રવૃત્ત વિધાનસભા દરમિયાન થયો. અલબત્ત, એ કાર્યક્રમનું સ્વરૂપ એવું ઘડવામાં આવ્યું હોત કે જેનાથી ગુજરાતના લોકો સુધી આ વિસ્મૃત જનનાયકની વાત પહોંચે. એ ઇચ્છા પૂરી થઈ નહીં. બીજું કાર્ય એ થયું કે ભારત સરકારે માન્ય રાખ્યું કે શ્યામજીની ટપાલટિકિટ છપાશે. આટલાં વર્ષે શાસનને ખબર પડી કે આ પણ એક મોટા ક્રાંતિકાર હતા !

રહી ગયું તે શ્યામજીના મકાનને રાષ્ટ્રીય સ્મારક રૂપે આકારિત

બનાવવાનું કામ શ્રી નીરૂભાઈ દેસાઈ, સ્વ.-માનસંગજી બારડ, એ સમયના માંડવીના બે રાજકીય નેતા હરિરામ કોઠારી અને ઝુમખલાલ મહેતા વગેરે પણ સક્રિય હતા. પણ, સરકારી તંત્ર અને આર્કીઓલોજી ડિપાર્ટમેન્ટની વચ્ચે તેમજ સરકારી અલગ અલગ ખાતાંઓ વચ્ચેની નીતિને લીધે આ કામ ઠેલાતું જ રહ્યું છે.

મૂળ સમસ્યા આ જ છે: આપણે આપણાં નજદીકના ઇતિહાસથી પણ સમ્પૂર્ણ સજ્જ નથી ! ઇતિહાસનાં પાઠ્યપુસ્તકો જોવા મળે છે ત્યારે દુઃખ થાય છે કે ગાંધીજીની જેમ આ સ્વાતંત્ર્યનેતાઓને ય વિગતે યાદ કરવા જોઇતા હતા તે યોગ્ય રીતે બન્યું નથી. નવી પેઢી દેશભાવનાની પ્રેરણા ક્યાંથી મેળવે-શિક્ષકોનાં વર્તન અને નેતાઓનાં અર્થહીન ભાષણોમાંથી ? તેમની તદ્દન નજદીક તો હોય છે પાઠ્યપુસ્તકો. પણ એ તો માત્ર ચોપડાઓનો 'બોજ' બની જાય છે, કેમકે તેમાંથી રસ જગાવવાની ક્ષમતા અને પ્રેરણા આપી શકાય તેવી ભૂમિકા જ ખલાસ થઇ ગઈ છે.

આ સંજોગોમાં, ગુજરાત ગૌરવ લઇ શકે તેવા 'ઇંડિયા હાઉસ'નાં અગ્નિવર્ષોની દાસ્તાન પુસ્તકરૂપે થવી જોઇએ એવો સંકલ્પ ઘણાં વર્ષોથી મનમાં હતો. તેને લીધે જ "ગુજરાતમાં સશસ્ત્ર ક્રાંતિકારોનો ઇતિહાસ-૧૮૫૭થી ૧૯૪૫" જેવો ગ્રંથ પણ લખી શકાયો છે અલબત્ત, એનું પ્રકાશન હજુ બાકી છે.

...પણ, પ્રવીણ પુસ્તક ભંડારના શ્રી ગોપાલભાઇએ કહ્યું 'એ ગ્રંથ તો અભ્યાસીઓને કામ લાગશે. ગુજરાતી પરિવારોનું શું ? એમને શ્યામજી વિષે જાણવા માટે પૂરતી સામગ્રી મળી રહે તેવું પુસ્તક કેમ ન આપો ?'

ગોપાલભાઈની ઉત્કંઠાનું પરિણામ તે આ પુસ્તક. એક રીતે તે એકલા પંડિત શ્યામજી કૃષ્ણવર્મા વિષે નથી, તેમના બીજા બે સાથીઓ સરદારસિંહ રાણા અને મેડમ કામાની જીવનયાત્રાને પણ આલેખે છે.

આમ કરવું અનિવાર્ય હતું, કેમ કે આ ત્રિપુટીનું કાર્ય અભિન્ન હતું. 'ઈંડિયા હાઉસ'નો પર્યાય આ ત્રણે ક્રાંતિનાયકો હતા.

પ્રસ્તુત પુસ્તકમાં મને એનો પણ સંતોષ થયો છે કે ૧૯૦૫ થી ૧૯૩૦ના ગાળામાં વિદેશોમાં આ ત્રણે ક્રાંતિવીરોએ જે કંઇ કર્યું તેની સંપૂર્ણ વિગતો-અનેક દસ્તાવેજો ચકાસીને-આમાં આપી છે. આ પુસ્તક પણ, વિદેશી લેખકોનાં પુસ્તકો, દિલ્હી-મુંબઈ-વડોદરામાં જળવાયેલા દસ્તાવેજો, તત્કાલીન અખબારો, એ સમયના ગુપ્તચર તંત્રના વડાએ નોંધેલી માહિતી અને તે વિષેનાં પુસ્તકો વગેરેનો બહોળો આધાર લઇને રચાયું છે. એક રીતે ચાલીસ વર્ષ પૂર્વે લખાયેલા ઇન્દુલાલ યાજ્ઞિકના પુસ્તકમાં જે માહિતીઓ ખૂટે છે તેની પૂર્તિ કરવાના પ્રામાણિક પ્રયાસોનું આ પુસ્તક છે.

તેનો યશ શ્રી ગોપાલભાઇને જ જાય. માત્ર કિશોરો જ નહીં પણ સમગ્ર પરિવારને ઉપયોગી થાય તે રીતે આ પુસ્તક લખ્યું છે એટલે તેને આવકાર મળશે તે વિષે નચિંત છું.

એક બીજી વાત પણ આ નિમિત્તે કરી લઉં. આપણા સાર્વજનિક જીવનની એક મોટી ખામી છે-આપણા અતીતને કાં તો યથાતથ્ સાચવી રાખવા માગીએ છીએ અને તેમાં જરાકેય સુધારા-વધારા સહન કરી શકતાં નથી. પરિણામ એ આવ્યું છે કે ઇતિહાસનું યે પુનરાવલોકન અને પુનર્મૂલ્યાંકન થઈ શકે છે, થવું જોઈએ એ રાષ્ટ્રજીવનની સૌથી મહત્ત્વની પ્રક્રિયા અલોપ થઈ ગઈ છે. હમણાં સરદાર ભગતસિંહ વિષેના એક નાટકમાં ગાંધીજીનાં વિધાનો અને તેમણે ભગતસિંહને બચાવવા પ્રયત્નો કર્યા હતા કે નહીં તેનો વિતંડાવાદ શરૂ થયો હતો. 'સશસ્ત્ર ક્રાંતિકારોના ઇતિહાસ'ના અમારા ગ્રંથમાં ભગવતીચરણ વહોરાનો વિસ્તૃત લેખ 'બોમ્બનું તત્ત્વજ્ઞાન' વાંચીને એક સન્માનનીય ઇતિહાસ-લેખક એવા ભડકી ગયા કે આવું ગાંધીજી વિષે વિચારી જ કેમ શકાય ? એ વિદ્વાનને મેં સમજાવવાની કોશિશ કરી કે ગાંધીજીને બધાં ક્ષેત્રોમાં-બધા વિચારોમાં-

બધાં કૃત્યોમાં સર્વાંગસંપૂર્ણ હોવાનું કોઈ કહે તો તે ખુદ ગાંધીજીને પણ ના ગમ્યું હોત. પણ આપણે એટલી બધી વ્યક્તિપૂજામાં સંડોવાયેલા છીએ કે 'દિનકર' જેવા કવિએ લખવું પડયું કે મહાપુરૂષોને તેમના ભક્તજનો અંધપૂજા થકી મારી નાખે છે અને મહાપુરૂષોના વિરોધીઓ તેમને મારી નાખીને જીવાડે છે !

આ પરિસ્થિતિથી સમાજને બચાવવો તો પડે. પ્રકાશકો તેવાં પુસ્તકોથી આ કામ આંશિક રીતે પણ અસરકારક બનીને કરી શકે. આ પુસ્તક એવા કોઇ પુનર્મૂલ્યાંકન માટેની સામગ્રી તરીકે કામ આવે તો તેનો આનંદ કેમ ન થાય ?

—વિષ્ણુ પંડયા

૧૪ ઓકટોબર, ૧૯૮૪
'જનસત્તા' દૈનિક,
મિરઝાપુર, અમદાવાદ-૧

જેઓની રગેરગમાં દેશભકતનું ખુન ધબકતુ હતુ. જીવનની પ્રત્યેક પળમાં દેશ માટેની ઉત્કટ ભાવના હતી. મરી ફીટવાની તમન્ના હતી, રાષ્ટ્ર માટે જન્મ્યા, જીવ્યા અને શહીદ થયા.

એવા નરવીરોની જવલંત કથાના પુસ્તકો

# મહાન દેશભક્તો

૧. લોકમાન્ય તિલક
૨. લાલબહાદુર શાસ્ત્રી
૩. પૃથ્વીસિંહ આઝાદ
૪. વીર કુંવરસિંહ
૫. અમર બલિદાની સ્વામી શ્રદ્ધાનંદ
૬. ક્રાન્તિ માર્ગના મુસાફર સુખદેવ
૭. લાલા લજપતરાય
૮. સરદાર વલ્લભભાઈ પટેલ
૯. પંડિત શ્યામજી કૃષ્ણવર્મા
૧૦. ક્રાન્તિકારી લાલા હરદયાળ

લેખકો : હસમુખ રાવળ, શાંતિલાલ જાની, વિષ્ણુ પંડયા

દસે પુસ્તકોના સેટની કિંમત રૂા. ૨૨૫-૦૦ પૂરી રકમનું મનીઓર્ડર કરવાથી ઘેર બેઠા પુસ્તકો મળી શકશે.

## પ્રવીણ પુસ્તક ભંડાર

લાભ ચેમ્બર્સ—મ્યુ. કોર્પો. સામે, રાજકોટ.

# ૧

# અગ્નિકણ

એંસી વર્ષ પહેલાંનું લંડન.

આજે તો તેના રંગઢંગ બદલાઈ ગયા છે પણ ૧૯૦૫નાં લંડનની એક આગવી તસ્વીર હતી. હજુ બ્રિટિશ સૂરજ દુનિયામાં ક્યાંય આથમતો નહોતો અને તેના ગૌરવમાં રાચતા અંગ્રેજ નાગરિકોથી આ મહાનગર ઊભરાતું હતું.

...પણ, આ જ વર્ષે બ્રિટિશ સામ્રાજ્યવાદની છાતી પર, લંડનના મધ્ય ભાગમાં થોડાક ભારતીયોએ ભેગા મળીને એક મકાન ખરીદ્યું તેને ભારત-ભવન (ઇંડિયા હાઉસ) નામ આપ્યું અને જોતજોતામાં આ સ્થાન આઝાદીજંગના વીરોનું તીર્થસ્થાન બની ગયું.

૧૯૦૫ની પહેલી જુલાઈએ ૬૫ ક્રોમવેલ એવેન્યૂ, હાઈગેટ પર આવેલું આ ભવન આજે તો સ્મૃતિશેષ બની ગયું છે. કોઈ બ્રિટિશ દંપતિ ત્યાં રહે છે અને કોઈએ

ક્રાંતિતીર્થને નિહાળવા જવું હોય તો મહામુશ્કેલીએ શોધી શકાય છે.

—પણ, આ ભારત-ભવને આપણાં સ્વાતંત્ર્યજંગનો એક આખો કાલખંડ રચ્યો હતો અને ઘણી બાબતોમાં આદ્યપદ ભોગવ્યું હતું.

—અહીં જ ૧૮૫૭ પછીનો પહેલો સશસ્ત્ર સ્વાતંત્ર્ય-જંગનો અધ્યાય શરૂ થયો.

—અહીં એકત્ર થયા હતા પહેલવેહેલા સ્વાતંત્ર્યવીરો અને સ્વાતંત્ર્યચિંતકો – પંડિત શ્યામજી કૃષ્ણવર્મા, વિનાયક દામોદર સાવરકર, સરદારસિંહ રેવાભાઈ રાણા, મદનલાલ ધીંગરા, શ્રીમતી ભીખાઈજી રુસ્તમજી કામા, ચાનચંદ વર્મા, હરનામસિંઘ, ભાઈ પરમાનંદ, લાલા હરદયાળ, એસ. વી. બાપટ, ડૉ. બેરુલકર, નીતિસેન દ્વારકાદાસ અને બીજા ભારતીયોએ એક પછી એક મહોત્સવો, કાર્યક્રમો, પ્રકાશનો અને બોંબપ્રવૃત્તિથી દુનિયાને જાણ કરી કે કચડાયેલું ભારત શાંત નથી.

—આ જ સ્થાનેથી ભારતીય આઝાદીનાં પહેલવેહેલાં અખબારો પ્રગટ થતાં રહ્યાં, 'મદન તલવાર, 'વંદેમાતરમ્' અને 'ઇંડિયન સોશિયોલોજિસ્ટ'.

—અહીંથી ફ્રાંસ, આયર્લેંડ, ઇજિપ્ત, ચીન, રશિયા અને કેનેડાના ક્રાંતિકારોનો સંપર્ક સાધવામાં આવ્યો.

–'ભારતભવન 'માંથી જ સર્જાઈ પેલી યાદગાર ઘટનાઓ ધિંગરાએ વાયલીની હત્યા કર્યા બાદ મેળવેલી ફાંસી, બ્રિટિશ સામ્રાજ્યવાદને પ્રત્યુત્તરરૂપે ૧૮૫૭ની અર્ધશતાબ્દીનો ભવ્ય



કાર્યક્રમ, સાવરકરનાં પુસ્તક, '૧૮૫૭નો સ્વાતંત્ર્ય સમર 'નું લેખન અને પ્રકાશન, નાસિક–દિલ્હી–અમદાવાદ લગી પહોંચાડાયેલી બોંબસામગ્રી, સાવરકરની ધરપકડ અને વિશ્વખ્યાત 'ચાર્સેલ્સ-ભૂસકો' અને છેવટે કાળાપાણીની સજા....

ભારતના આઝાદીજંગનું લગભગ બેથી ત્રણ દાયકા લગી આ સ્થાન ધમધમતું કેન્દ્ર બની ચૂક્યું હતું.

....કોણ તેનો સ્વપ્નદ્રષ્ટા? કોણે એ કાર્ય માટે પોતાના જીવનની છેલ્લી ક્ષણ લગી સમર્પણનો અધ્યાય રચ્યો?

એ હતા પંડિત શ્યામજી કૃષ્ણવર્મા.

—શ્યામજી અને ઇંડિયા હાઉસ

—શ્યામજી અને ઇંડિયન સોશિયોલોજિસ્ટ

—શ્યામજી અને સશસ્ત્ર ક્રાંતિવાદ

—શ્યામજી અને સબળ વિચારદર્શન

—શ્યામજી અને આત્માહુતિ

—શ્યામજી અને પરમ વિદ્વતા

એકબીજાનાં પર્યાયરૂપ બનેલા એ અખંડ જીવનનો છોડ ઊગ્યો હતો, કચ્છના એક નાનકડા નગર માંડવીમાં.

* * *

'કચ્છડો બારે માસ 'ની ઉક્તિને સાર્થક બનાવતું કચ્છી જીવન ત્યારે ઠીકઠીક સમૃદ્ધ હતું. કચ્છી માડુ દેશ-પરદેશના પ્રવાસે જતો અને સંપન્ન બનતો.

માંડવીની સાંકડી ગલીઓમાં એક છેડે નાનકડા મકાનમાં 'ભૂલો ભણસાળી ' રહે. નામ તો કૃષ્ણદાસ ભણસાળી. કચ્છમાં વસેલી ભાનુશાળી કોમમાં જન્મેલો કૃષ્ણદાસ માંડવીથી

વિદેશમાં જતી કાપડની ગાંસડીઓ બાંધવાનું કામ કરે.

....બરાબર, એ જ વખતે દેશે એક શાનદાર લોહિયાળ જંગ અનુભવ્યો. ૧૮૫૭નો ચિનગારી દિલ્હી–ઝાંસી–કાનપુર –અયોધ્યા અને સતારામાં સળગી, અને દેશભરમાં વિસ્તરી. પહેલી વાર વેપારી અંગ્રેજ પ્રજાને લાગ્યું કે ભારતમાં એકચક્રી મનસ્વી શાસન કરવું સહેલું નથી. અહીં પણ ગેરીલા લડાઈમાં કોઈ પણ બ્રિટિશ સૈનિક વડાને હંફાવે તેવો તાત્યા ટોપે, બુઝર્ગ છતાં માથું ન ઝૂકાવનાર બહાદુરશાહ ઝફર, રણસેનામાં વ્યૂહરચના કરી જાણનાર નાનાસાહેબ, કાનૂની, બૌદ્ધિક અને બંધારણીય લડાઈ પણ ખેલનાર રંગો બાપુજી, તેજનોખાર પ્રચારક અઝીમુલ્લાખાન, વિકટોરિયન ઢંઢેરાનો વળતો પ્રત્યુત્તર આપનારી અયોધ્યાની બેગમો, ચરમસીમાનાં બલિદાન માટે સમર્થ કુંવરસિંહ જેવાં અદ્ભુત વ્યક્તિત્વો હયાત છે....અને તેમની સાથે, ઓછા નહીં પણ ત્રણ લાખ ભારતીયો, સમર્પણની ધારા અણખૂટ રીતે વહેવડાવવા તૈયાર !

૧૮૫૭ના એ વિપ્લવનો આરંભ મંગલ પાંડેએ મેરઠની છાવણીમાં કર્યો અને સમગ્ર દેશ આમનેસામને સંઘર્ષભૂમિમાં ફેરવાઇ ગયો એવા અજંપાના દિવસોમાં, કૃષ્ણદાસ ભણશાળીને ત્યાં બાળકનો જન્મ થયો.

૧૮૫૭ની ચોથી ઑકટોબર.

માંડવીના ધૂળિયા મહોલ્લાના એક અંધિયારા મકાનમાં પ્રકાશનું પહેલું કિરણ નીરખનાર બાળકનું નામ પડયું શામજી.



બાળજન્મની ખુશાલી મનાવવાનું પિતા કૃષ્ણદાસનું નસીબ નહોતું. માંડવીમાં હવે જીવન-ગુજરાન મુશ્કેલ હતું. ગાંસડીઓનો ધંધો પડી ભાંગ્યો હતો. કૃષ્ણદાસ મનમાં આશાઓ લઈને મુંબઈ તરફ જવા રવાના થયા. કચ્છમાંથી ઘણા એવી રીતે મુંબઈ તરફ દોરાતા હતા.

પાછળ રહ્યાં શામજી અને વત્સલ માતા.

....પણ માના પ્રેમનો અનુભવ થાય એ પહેલાં તેણે આંખો મીચી લીધી. કૃષ્ણદાસ માટે આપત્તિનાં વાદળ ઓર ઘેરાં બન્યાં. હવે શું કરવું ? બુઝર્ગોએ શીખામણ – સલાહ આપી કે બીજાં લગ્ન કરી લે, ભાઈ. જિંદગી ઘણી લાંબી, થકવી નાખે તેવી હોય છે.

કૃષ્ણદાસ માની ગયા. એક વિધવા સ્ત્રી તૈયાર થઈ એટલે લગ્ન કર્યાં. બન્ને મુંબઈ ગયાં.

શામજી તેનાં નાનીમાના સહારે પાંગરવા માંડયો.

દુર્દૈવની ઓથારે પણ તેનાં દિમાગની તાકાતનો પિંડ બંધાઈ રહ્યો હતો, નવું જાણવાની અખૂટ જિજ્ઞાસા. વાંચનનો બેહદ શોખ. લખવું અને વાંચવું. ઘર અંધિયારૂં તો શેરીમાં અજવાળા માટે મ્યુનિસિપલ દિવાઓ તો છે ને ? કિશોર શામ એ અજવાળે પહોંચી જાય. મોડી રાત લગી વાંચતો રહે. માંડવી આખું સૂઇ ગયું હોય ત્યારે આ બાળકનું ચિત્ત જ્ઞાનનાં જગતની યાત્રા કરી આવતું.

પહેલાં પ્રાથમિક શાળામાં ભણ્યો.

પછી ભૂજની હાઈસ્કૂલમાં.

ભૂજમાં મ્યુનિસિપલ લેમ્પપોસ્ટના અજવાળે તેણે

અભ્યાસની ચેતના સંકોરી.

એક વાર તેમની હાઈસ્કૂલમાં મુંબઈથી એક મહેમાન પધાર્યા.

નામ મથુરાદાસ લવજી. મૂળ કચ્છી પણ ઘણા સમયથી મુંબઈમાં ધીકતો વ્યવસાય કરે. સમાજમાં અન્યાય સામે લડવામાં, શિક્ષણમાં મથુરાદાસ આગળ રહે. 'મહારાજ લાયબલ કેસ'માં જાણીતા પત્રકાર કરસનદાસ મૂળજીને તેમણે બોલાવીને કહેલું : ડરશો મા, કરસનદાસ. નાણાંકીય ભીડથી કેસ હેઠો મૂકી ન દેશો, હું તમારી સાથે છું.'

—અને મથુરાદાસે જ પહેલવેલી કન્યાશાળા કચ્છમાં સ્થાપી.

આ જ્ઞાનભૂખ્યા શ્રીમંતની નજર હાઈસ્કૂલમાં હજાર વિદ્યાર્થીઓ વચ્ચેના એક તેજસ્વી છોકરા પર જાય છે. સંસ્કૃત સાહિત્ય અને વ્યાકરણમાં આવડો છોકરો આટલો પારંગત તેમને નવાઈ લાગી.

પાછળથી પ્રિન્સિપાલની કેબીનમાં તેને બોલાવ્યો.

'ભાઈ, તારું નામ શું ?'

'શામજી કૃષ્ણદાસ ભણશાળી.'

'ક્યાં રહે છે ?'

'માંડવીનો છું. બાપાજી મુંબઇ નોકરી કરે છે.'

'શું કરીશ, અહીં ભણતર પૂરું કરીને ?'

'વધુ ભણવું છે....બેરિસ્ટર બનવું છે....સંસ્કૃતનો સઘળો અભ્યાસ કરીને પંડિત બનીશ.'

મથુરાદાસ આનંદવિભોર થઈ ગયા. તેણે શામજીની



પીઠ થાબડી. 'ભૂજનો અભ્યાસ પૂરો થાય એટલે મને લખજે. તારી મુંબઈમાં સગવડ થઈ જશે.' એમ જણાવ્યું અને વિદાય લીધી.

શામજીને માટે તો એક ખૂલ્લાં આકાશનો અનુભવ હતો આ. ક્યાં માંડવી અને ક્યાં મુંબઈ? મથુરાદાસ લવજી ભાટિયાએ વિલ્સન હાઈસ્કૂલમાં ભણવાનો, રહેવાનો બધો ખર્ચ આપ્યો.

શામજીને તો વિદ્યાના બધા કિલ્લા સર કરવા હતા. વિલ્સન હાઈસ્કૂલ ઉપરાંત એ રોજ સવારસાંજ વિશ્વનાથ શાસ્ત્રીની સંસ્કૃત પાઠશાળામાં જાય. સંસ્કૃત ગ્રંથોનું અધ્યયન કરે.

વિલ્સનમાંથી શામજીએ પ્રવેશ મેળવ્યો એલ્ફીન્સ્ટન હાઈસ્કૂલમાં.

—અને એ સમયની પ્રતિષ્ઠિત શિષ્યવૃત્તિ 'ગોકુળદાસ પારેખ સ્કોલરશિપ' પણ મેળવી.

શાળા-મહાશાળામાં દર વર્ષે પ્રથમ સ્થાન પ્રાપ્ત કરતા શામજીનું નામ હવે તેજસ્વી વિદ્યાર્થી તરીકે મુંબઈનાં શાળા-જગતમાં જાણીતું થઈ ગયું. ઘણાંની સાથે તે દલીલો કરતો. શાસ્ત્રાર્થ માટે સજ્જ થતો. સંસ્કૃત સાહિત્ય તો લગભગ કંઠે હતું. વેદાંતનો અભ્યાસ પણ કરવા માંડ્યો હતો. ફિલસૂફીની દુર્ગમ કેડી પર તેને લાગ્યું ભારતને સમજવા તેનાં પ્રાચીનનો પૂરેપૂરો અંદાજ મેળવી લેવો જરૂરી છે.

સત્તર-અઢારના યુવક શામજીએ એક તરફ છેલ્લા

દિવસોમાં અંધ બનેલા પિતાને ગૂમાવ્યા, વિધવા અપરમા અને બહેન ડાહીને આશ્વાસન આપ્યું પણ તેનો જીવનનો આદર્શ કંઈક જુદો જ હતો.

૧૮૭૪માં મુંબઈમાં એક પ્રખર સાધુપુરુષ આવ્યા છે. નામ સ્વામી દયાનંદ સરસ્વતી છે. સંપ્રદાયોના સડાને અને અંધશ્રદ્ધાને વખોડે છે. કોઈનીયે સાડીબાર રાખતા નથી. વૈષ્ણવ–શૈવ–સ્વામીનારાયણ–વામમાર્ગી બધાનાં ચીથરાં ફાડે છે અને મૂર્તિપૂજાને હસી કાઢે છે. 'વેદ તરફ પાછા વળો' એમનો નારો છે.

યુવક શામજી દયાનંદને મળવા ગયો.

ઘણી ચર્ચાઓ થઈ.

બીજા વર્ષે ફરી દયાનંદ મુંબઈ આવ્યા ત્યારે આર્ય-સમાજની સ્થાપના માટે આવ્યા હતા.

શામજીને પાખંડખંડનનો આ તીવ્ર માર્ગ ગમી ગયો.

—પણ દયાનંદે કહ્યું : ભગવાં પહેરવાની જરૂર નથી. વિદ્યામાં પારંપત બનજે.-દેશવિદેશ ભ્રમણ કરી આવ અને ભારતવર્ષની બેહાલ દશા કઈ રીતે સુધરે તેને માટે પ્રવૃત્ત થજે. સંસ્કૃત અને સંસ્કૃતિનો પ્રચાર કરજે.

એ જ સાચો સન્યાસ છે.

શામજીના ગળે વાત ઊતરી ગઈ.

આ તેજસ્વી યુવક મુંબઈના ધનિક વેપારી છબીલદાસ લલ્લુભાઈ શેઠના પરિવારની નજરમાં વસી ગયો હતો, ક્યારનો.

હવે યોગ્ય પળ આવી હતી એટલે તેને બોલાવ્યો.



તેર વર્ષની સુંદર – સુશિક્ષિત દીકરી ભાનુમતિ સાથે લગ્નનો પ્રસ્તાવ મૂક્યો.

શામજી આ પરિવારમાં આવતા–જતા થયા હતા એટલે સંસ્કારનો તેને ખ્યાલ હતો. તેણે હા પાડી.

—અને શામજી–ભાનુમતી લગ્નબંધને જોડાયાં.

હૃદયનાં આ બન્ધન છેક છેવટ લગી, હદપાર એકાંતિક જિન્દગીની છેલ્લી ક્ષણ સુધી અચલ અતૂટ રહ્યાં.

વરસ પછી – ૧૮૭૬માં – મેટ્રિક્યુલેશનની પરીક્ષા આવતી હતી. શામજી સહજ રીતે હવે 'શ્યામજી' તરીકે ઓળખાતા થયા હતા. ઋષિ દયાનંદ સરસ્વતીના આર્ય-સમાજની અસર હેઠળ તેમણે પોતાનું અને પિતાજીનું નામ થોડુંક બદલીને પાછળ 'વર્મા' ઉમેર્યું હતું, એ રીતે તે થયા હતા શ્યામજી કૃષ્ણવર્મા.

જગતના ફલક પર તેમનું આ નામ જ પરિચિત બન્યું.

૨

# જ્ઞાનોદધિમાં ડૂબકી

મેટ્રિકની પરીક્ષા માટે તેણે સખત મહેનત કરવા માંડી. પહેલા વર્ગમાં પહેલું સ્થાન મેળવવું હતું. પણ, અચાનક આંખો બગડી. વાંચવા–લખવાનું મુશ્કેલ બન્યું. પરીક્ષામાં તે બેસી ન શકયા અને 'કરતાં જાળ કરોળિયો' એમ, હામ હાર્યા વિના, આવતાં વર્ષની તૈયારી કરવા માંડી.

એ જ સમયે એક વિદેશી વિદ્વાન મોનિયેર વિલિયમ્સ મુંબઈ આવે છે. સંસ્કૃત વિશ્વકોશની રચના કરવાની તેમની ઝંખના હતી. પણ તેને માટે ઉત્તમ કાર્ય કરનારાએ જોઈએ ને ?

શ્યામજી પર તેમની નજર પડી અને તેમણે સૂચવ્યું કે અભ્યાસ પૂરો થાય એટલે વિદેશ આવીને મારા કામમાં સહભાગી થજે. શ્યામજીએ કરેલાં બે ભાષાંતરો જોઈને તે ખૂબ રાજી થયા હતા.



જુવાન શ્યામજીને કોઈ એક ક્ષેત્રમાં પૂરાઈ રહેવું નહોતું. ભારતીય સંસ્કૃતિ પર તે એટલું જાણતા હતા કે લોકો સમક્ષ મૂકવાની તીવ્ર ઇચ્છા હતી. આર્યસમાજે તે માટે વ્યવસ્થા કરી આપી અને શ્યામજીએ ભારતભ્રમણ શરૂ કર્યું. દરેક સ્થાને સંભાષણ આપે. હજારો લોકો ભેગા થાય અને આશ્ચર્ય પામી જાય: આટલી વિદ્વત્તા?

નાશિકમાં તો સંસ્કૃત જાણકારોનો મેળો ભરાય. આ બધાંની સમક્ષ જ્યારે શ્યામજી બોલ્યા ત્યારે પ્રમુખસ્થાને ન્યાયમૂર્તિ ગોપાળરાવ દેશમુખ હતા. દેશમુખ ભારે પ્રભાવિત થયા અને તેમણે પણ ઈંગ્લૅંડ મોનિયેર વિલિયમ્સ પર પત્રો લખ્યા: તમારે રત્ન જોઈતું હતું ને? મને તેની ભાળ મળી છે. તે છે યુવક શ્યામજી કૃષ્ણવર્મા. ઑક્સફર્ડ માટે કોઈ યોગ્ય હોય તો આ યુવાન છે.

શ્યામજી તો નાશિકથી પૂના, અમદાવાદ, ભરૂચ, સુરત, કાશી, અલીગઢ, લાહોર, અમૃતસર, ભૂજ અને માંડવી – એમ બધે ફર્યા, ભાષણો આપ્યાં. પૂનામાં મહાદેવ ગોવિંદ રાનડે પ્રભાવિત થયા.

....પણ હજુ તો શિક્ષણનું કામ બાકી હતું. પાછા ફરીને મુંબઈમાં તેમણે સંસ્કૃત શીખતા વિદ્યાર્થીઓને ભણાવવાનું શરૂ કર્યું. નાશિકથી ગોપાળરાવે તેમને લખ્યું કે લંડનથી મોનિયેર વિલિયમ્સનો પત્ર છે. તેણે લખ્યું છે કે જો શ્યામજી ૧૮૭૮ના માર્ચ મહિના સુધીમાં અહીં આવી શકે તો પોતે મદદનીશ તરીકે રાખી શકે.

શ્યામજીને તો જ્ઞાનની ક્ષિતિજના વિસ્તારમાં રસ

હતો જ. સુદૂર ઇંગ્લેંડ પહોંચવાનું તેનું સપનું પણ હતું.

....પણ, એટલી રકમ ક્યાંથી કાઢવી ?

તે મૂંઝાયા. સમય જતો હતો.

છેવટે ભાનુમતિ મદદે આવ્યાં. કહે : એમાં શું ? તમારી પ્રગતિ એ મારી જ ગણાયને ? હું પિતાજી પાસેથી રકમ મેળવીશ. પછી આપણે પરત કરી દઈશું.

ડૉ. કુન્હા-દંપતિ પણ શ્યામજીની વહારે આવ્યા.

એટલે, મર્યાદિત રકમ લઈ ને શ્યામજી તો લંડન જવા નીકળી પડ્યા. જતાં પહેલાં મુંબઈથી જ ભારે ઉત્સાહપૂર્વક મોનિયેર વિલિયમ્સને પત્ર લખી નાખ્યો કે હું થોડોક મોડો, પણ આવું છું.

રે, નસીબ ! સંઘર્ષની લકીર એવી હોય છે કે ગમે ત્યારે, ગમે ત્યાં દોરાઈ જાય. શ્યામજી પરિવારની વિદાય લઈને મુંબઈથી સ્ટીમરમાં નીકળ્યા અને અધવચ્ચે, લીવરપુલમાં તેમને પત્ર મળ્યો, મોનિયેરનો કે દેશમુખે ય મને તમારા આગમનનો પત્ર લખ્યો હતો પણ મેં તમને સ્પષ્ટ જણાવ્યું હતું કે ૧૮૭૮ના માર્ચ લગીમાં આવો તો જ આવજો. એ સમયમર્યાદા વીતી ગયા પછી હવે, મારે ત્યાં કોઈ જગ્યા નથી.

—હવે ?

—પાછા ફરવું ?

—ઇંગ્લેંડ જવું તો ક્યાં જવું ? એટલો ખર્ચ....

ધીરમના શ્યામજીએ વિચાર્યું કે એક વાર તો નિયત સ્થાને પહોંચવું. આગે આગે ગોરખ જાગે.



વસંતની મોસમમાં તે લંડન પહોંચ્યા. મોનિયેર વિલિયમ્સનું બારણું ખટખટાવ્યું. પોતાની સ્થિતિ સમજાવી. કેમ મોડું થયું તેનાં કારણો મોનિયેરને સાચુકલાં લાગ્યાં.

તેણે શ્યામજીને કહ્યું : 'તમે અહીં સુધી મહામુસીબતે આવ્યા છો તો મદદનીશ તરીકેનું કામ આપીશ. અઠવાડિયે સવા પાઉન્ડનું મહેનતાણું આપી શકીશ. એ દરમિયાન ત્યારે વધુ અભ્યાસ કરવો હોય તો મને વાંધો નથી.'

શ્યામજીને હા-શ થઈ.

ભલે સવા પાઉન્ડમાં, પણ કરકસરથી પોતે જીવશે અને જ્ઞાનની આરાધના કરશે. માંડવી અને ભૂજના મ્યુનિસિપલ દિવાના અજવાળે, જીવડાંઓને હાથથી દૂર કરતાં કરતાં તો પોતે ભણતર મેળવ્યું જ હતું ને ?

૧૮૭૯માં બેલિયલ કૉલેજમાં પ્રવેશ મેળવ્યો અને ચાર વર્ષે સ્નાતક બન્યા. એજ કૉલેજે તેમને સંસ્કૃતના અધ્યાપક બનવા નોતર્યા. બે વર્ષ બાદ ઑક્સફર્ડમાં 'બેરિસ્ટર-એટ-લૉ'ની પદવી મેળવી. મોનિયેર વિલિયમ્સે મુંબઈના ગવર્નરને લખ્યું હતું કે આ તેજસ્વી યુવકને શિષ્યવૃત્તિની સગવડ કરી ન આપો ? મુંબઈના ગવર્નરે કચ્છના રાજવીનું ધ્યાન દોર્યું અને એ રીતે કચ્છની શિષ્યવૃત્તિ શ્યામજીને મળવી શરૂ થઈ.

જ્ઞાન, જ્ઞાન અને જ્ઞાન.

એ વખતે તો આ એક જ ધૂન હતી, તેના દિમાગ પર. દુનિયાના માહિતી અને ચિંતનના ભંડાર પામવા છે. દિમાગને વધુ સમૃદ્ધ બનાવવું છે અને પછી, તેનો

લાભ મારાં જર્જરિત થયે જતા દેશને આપવો છે એ એષણા.

લંડનમાં લાઇડનની 'રૉયલ એશિયાટિક સોસાયટી' વખણાય છે. વિદ્વાનોનો ત્યાં મેળો ભરાય–ચર્ચાઓ થાય. શ્યામજીએ આ વિદ્વાનોની સભામાં 'ભારતમાં લેખનકળાનો ઉદય' નામે નિબંધ વાંચ્યો ને વખાણ્યો. બર્લિનમાં વળી પુરાતત્વવિદ્યા (આર્કીઓલૉજી) –ની પરિષદ મળી હતી ત્યાં પણ તે પહોંચ્યો અને બોલ્યા. વિષય હતો : સંસ્કૃત–ભારતની જીવંત ભાષા.

મોનિયેર વિલિયમ્સે તો જીવનભર ભારતીય સંસ્કૃતિની આરાધના કરી હતી. તેનાં પરિણામે સંસ્કૃત શબ્દકોશ તૈયાર થયો તે આજેય આધિકારિક ગણાય છે. શ્યામજી વિષે તેમણે લખ્યું : "સંસ્કૃતનું તો તેમને ભવ્ય જ્ઞાન છે જ, ગ્રીક અને લેટીનનો યે આદરણીય સમન્વય આ પંડિતે જે રીતે કર્યો છે તેવો બીજો કોઈ વિદ્વાન હોય એ હું જાણતો નથી. ભારતમાંથી અહીં આવનાર એ પ્રથમ સંસ્કૃત પંડિત છે."

યશનો આવો ધ્વજ ફરકાવી યુવાન વયે શ્યામજી ભારત પાછા વળ્યા; થોડા સમય માટે. હજુ તો ઘણું કામ બાકી હતું ને? ભાનુમતિને તેણે કહ્યું : તારા થકી હું વિલાયત પહોંચ્યો ને આટલું જ્ઞાન કમાયો. હવે તું યે મારી સંગે ચાલ....આપણે સહજીવનના રંગે આગળ ધપીશું.

પત્ની ભાનુમતિ તૈયાર થયાં. બન્ને ઇંગ્લેંડ પહોંચ્યા ત્યારે ખબર પડી કે ઇનર ટેમ્પલે નક્કી કર્યું હતું કે શ્યામજીને બેરિસ્ટરની પદવી એનાયત કરવી.



ફરી થોડાં વર્ષો અભ્યાસમાં વીત્યાં.

ઓગણત્રીસની વયે શ્યામજી દંપતિ ભારત પાછાં ફરે છે ત્યારે દિલ્હીમાં વાઇસિરૉય રહી ચૂકેલા લૉર્ડ નૉથબ્રૂકે પણ તેની પ્રશંસા લેખિત આપી છે.

'હવે દેશની સેવા....વધુ શક્તિ અને વધુ સમજથી' શ્યામજીનો આ નિર્ધાર હતો. રાજકુટુંબોમાં બન્ને જાણીતાં હતાં. એક વાર લૉર્ડ ડફરિન ભારત આવ્યા ત્યારે લેડી ડફરીનની સાથે ઇન્દોર ગયાં. ઇન્દોરના મહારાણી અને લેડી ડફરીન એકબીજાંની સાથે વાત કરવા ઝંખે પણ બેઉની ભાષા અલગ!

છેવટે ભાનુમતિ મદદે આવ્યાં અને બન્નેને એક-બીજાની વાત અંગ્રેજી–મરાઠી–હિન્દીમાં સમજાવી આપવાનું, 'દુભાષિણી'નું કામ કરી આપ્યું.

ભારત આવ્યા પછી શ્યામજી કૃષ્ણવર્માએ મુંબઈ હાઇકોર્ટમાં એડવોકેટ તરીકે નોંધણી કરાવી. પણ તેમનું મન વ્યવસાયમાં નહોતું. આ દેશનાં રાજરજવાડાંઓની પ્રકૃતિ જાણવાની ઇચ્છા હતી. ૧૮૫૭માં જન્મેલા આ સ્વદેશપ્રેમીને, આવનારા દિવસોમાં દેશ વિપ્લવને પંથે વળે તો આ રજવાડાં કોની તરફે રહે તેનો અંદાજ કાઢવો હતો.

એ તક મળી યે ખરી.

અને તેમાં ઘણા કડવામીઠા અનુભવો થયા.

વિલાસી રજવાડાંઓની વચ્ચે. પ્રજાતરફી એકલ-દોકલ રાજાની હાલત ખરાબ થઈ જતી. આસપાસના મુત્સ-દ્દીઓ શતરંજની રમતો રમ્યે જતા. 'અંગરેજ બહાદૂર'ને સલામ ભરવાથી સલામત રહેવાતું હોય તો બીજી ખટ-

પટમાં પડવું નહીં એવી સલાહ મળ્યે જતી. આમાં બિચારી પ્રજાને ગુલામીની અવદશાનું ભાન ક્યાંથી થાય?

શ્યામજી રતલામના મહારાજાના દીવાન બન્યા પણ બિમારીને કારણે બહુ ટક્યા નહીં. થોડાક સમય પછી અજમેરની એજન્સીમાં વકીલાત કરી અને આર્થિક સદ્ધરતા મેળવી. અજમેરના જાહેર જીવનમાં ભાગ લેવો શરૂ કર્યો. ૧૮૯૨માં ઉદયપુર મહારાજાએ તેમને આમંત્રણ આપ્યું એટલે તેના સલાહકાર તરીકે નિમાયા. બે વર્ષ બાદ જૂનાગઢના મુસ્લિમ નવાબે દીવાન તરીકે બોલાવ્યા.

જૂનાગઢમાં તેમને રાજરમત અને અંગ્રેજ સ્વભાવનો પરિચય થયો. પોતે વડોદરામાં હતા ત્યારે એક અંગ્રેજ મોરીનોશી નામે, તેનો મિત્ર. જૂનાગઢ દીવાનપદે આવ્યા બાદ મોરીનોશીએ કહ્યું કે મને નોકરી અપાવશો? શ્યામજીએ તેને એલીએશન સેટલમેન્ટનો ઑફિસર બનાવ્યો. બરાબર આ જ વખતે રાજ્યમાં વર્ચસ્વ ભોગવતા નાગર મુત્સદ્દીઓને આ 'ભણશાળીનું પ્રભુત્વ' ગમ્યું નહીં. નાયબ દીવાન રાયજી સાહેબ અને શ્યામજી વચ્ચેનો ખટરાગ વધી ગયો. એકવાર બધા બેઠા હતા. મનસુખરામ ત્રિપાઠીએ કહ્યું : 'હું મુંબઈમાં જસ્ટીસ ઑફ પીસ છું એ તમે ભૂલી ન જશો.' શ્યામજી કહે : 'મુંબઈમાં દરેક કૂતરો જે. પી. બની શકે છે. રાયજી ગુસ્સે થઈને બોલ્યા : 'અમે તમારા નહીં, નવાબ સાહેબના નોકર છીએ.'

શ્યામજી : 'તમારો નવાબ તો પૂતળું છે. અભણ છે અને મૂરખ છે.'



આ વિધાન પહોંચ્યું નવાબ સુધી. નવાબ રસુલખાન આવું કેમ સાંખી લે? ઉપર ફરિયાદ થઈ. શ્યામજીને છૂટા કરવા જણાવાયું....સ્વમાનપૂર્વક પણ કડવાશથી તે છૂટા થયા.

માંડ છ મહિના જૂનાગઢની દીવાનગીરી ભોગવી.

ઉદયપુરના રાજાને તે ખબર પડી.

તેમણે વિચાર્યું કે શ્યામજીને આપણે ફરી વાર બોલાવી લઈએ. એટલે કર્ઝન વાયલીની મંજૂરી માંગી.

વાયલીએ સાફ ના પાડી.

ઉદયપુરના રાજા સમસમી ગયા પણ શું કરે?

શ્યામજીએ એક દાયકામાં તો હિન્દુસ્તાનનાં સુખદુઃખને પીછાણી લીધાં હતાં, એક પત્રમાં તેણે લખ્યું : બ્રિટિશરો દેશને અપમાનિત કરી રહ્યા છે. મને આ સ્થિતિ વધુને વધુ બેચેન બનાવી રહી છે. આ પરાધીનતા વચ્ચેના જીવનનો યે શો અર્થ છે?

બહુ ચિંતન કર્યું તેમણે.

લોકમાન્ય ટિળક સાથે વિચારવિમર્શ કર્યો.

મુંબઈમાં ઘણા આગેવાનોને મળ્યા.

ઉદયપુરના રાજા સાથે મસલત કરી.

છેવટે નિર્ણય લીધો :

—વિદેશ જવું અને ત્યાંથી બગાવતનો ઝંડો ફરકાવવો.

—આ દેશ વિષે દુનિયાના બીજા દેશો ખરેખરી પરિસ્થિતિ જાણતા થશે તેનાં બહુ મોટાં પરિણામ આવશે.

—વિદેશોમાંથી મદદ મેળવીને સ્વાધીનતાની ધૂણી ધખાવી શકશે.

૩

# શ્યામજી અને અખબારી આલમ

**આ**જ લગી જેણે કેવળ જ્ઞાનનો માર્ગ પસંદ કર્યો હતો, પંડિતાઈને ચાહી હતી તેને લાગ્યું – એ જ્ઞાનનો યે શો અર્થ, જે ગુલામ વાતાવરણમાં ગૂંગળામણ અનુભવે?

શ્યામજીએ યાજ્ઞવલ્કય–મૈત્રેયીનો સંવાદ વાંચ્યો હતો, યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કહ્યું હતું: તને હું ધન, ઐશ્વર્ય, હાથી, ઘોડા વગેરે આપું....

મૈત્રેયીએ કહેલું: ઋષિવર, મને જીવનનો અર્થ સમજાવો. અમૃત આપો. અમરત્વનો અંદાજ આપો. હાથી–ઘોડાને શું કરું?

શ્યામજી જાણે એ જ કેડી પર આગળ ધપી રહ્યા હતા: એવા જ્ઞાનને શું કરું? મારે તો જોઈએ છે મુક્તિની આરાધના.

૧૮૯૭નું વર્ષ શ્યામજીના જીવનની નિર્ણાયક ઘટના



સર્જી ગયું અને આપણા વિદેશોમાંના સ્વાતંત્ર્યજંગની તવારિખમાં પણ તે વર્ષે વળાંક આવ્યો.

પતિપત્ની લંડન પહોંચ્યાં.

મળ્યા હર્બર્ટ સ્પેન્સરને. સ્પેન્સરના વિચારોએ જગતને હલબલાવી મૂક્યું હતું. સ્વતંત્રતાનો તે કટ્ટર હિમાયતી હતો. શ્યામજી આ જગતખ્યાત ચિંતકથી આકર્ષાયા હતા. તેમનું અધ્યયન કર્યું, ચર્ચાઓ કરી. સ્પેન્સ ૧૮૯૮માં મૃત્યુ પામ્યા. ઓગણીસમી સદીના અંતની એ કરુણ ઘટના હતી. સ્પેન્સરની સ્મશાનયાત્રામાં જ શ્યામજી કૃષ્ણવર્માએ જાહેરાત કરી: આ ચિંતક તેના વિચારોથી જીવશે, કાયમ માટે. હું તેમના નામે ૧૦૦૦ પાઉન્ડની 'સ્પેન્સર સ્કોલરશિપ' શરૂ કરું છું...."

ભારતમાં ત્યારે રાષ્ટ્રીય મહાસભાની હજી શરૂઆત હતી. 'પ્રજા અને બ્રિટિશ રાજ્ય વચ્ચેના સંબંધો વધુ દૃઢ બને' એવા હેતુથી એલન ઑક્ટિવિયન હ્યુમે ૧૮૮૫માં તેનું પહેલું અધિવેશન ભરેલું.

શ્યામજી કૃષ્ણવર્માએ ત્યાં પણ એક પત્ર લખ્યો:

"રૂપિયા ૨૦૦૦ની એક એવી પાંચ શિષ્યવૃત્તિઓ સદ્‌ગત હર્બર્ટ સ્પેન્સર સ્મારક તરીકે ઓળખાશે. તેની જાહેરાત આ અધિવેશનમાં કરજો. એક શિષ્યવૃત્તિ સ્વામી દયાનંદ સરસ્વતીના નામે આપીશ. આ શિષ્યવૃત્તિ જે વિદ્યાર્થીને મળશે તે વિદેશમાં અભ્યાસ કરીને ભારત પાછો વળશે ત્યારે બ્રિટિશતંત્રમાં નોકરી નહીં કરે એ શરતે જ આપવામાં આવશે...."

તેણે આ પત્રમાં લખ્યું : સોક્રેટિસે કહ્યું હતું તેમ કોઈ પણ તંત્રમાં આચરવામાં આવતા, અન્યાય, ગેરકાનૂનોનો પ્રતિકાર સરકારી નોકરથી થઈ નહીં શકે. હર્બર્ટ સ્પેન્સરે પણ ભારતનું સાહસપૂર્વક સમર્થન કર્યું હતું. નમક પરનો કરવેરો, જમીનની પેદાશોના અડધા ઉપરાંત ભાગને પડાવી લેવો, દેશી સિપાહીઓનો જ ગુલામી વધારવામાં ઉપયોગ કરવો – આ બધાંનો સ્પેન્સરે વિરોધ કર્યો હતો. અને તેમણે જ, પરદેશી ધૂંસરી ધકેલવાના હિન્દી પ્રયત્નોમાં કોઈ ગૂન્હો જોયો નહોતો...."

શ્યામજી કૃષ્ણવર્માના છેક ૧૮૯૮ના આ વિચારો કેટલા દૂરદર્શી હતા ?

—નમક પરના વેરાની આ જ વાત પર ત્રીસ વર્ષ બાદ ગાંધીજીએ દાંડીકૂચ આદરી હતી !

....પણ, તે દિવસોમાં શ્યામજીએ લખેલો આ પત્ર કૉંગ્રેસનાં અધિવેશનમાં મૂકાયો નહીં અને વેડરબર્ને તેમને લખ્યું કે આ નીતિ કૉંગ્રેસને હાનિકારક છે તેથી ઉપયોગ નહીં થઈ શકે.

ઓગણીસમી સદીનો સૂર્ય આથમી રહ્યો હતો અને જગતના રંગમંચ પર એકથી વધુ, અવનવી ઘટનાઓનાં એંધાણ આપ્યે જતો હતો.

વીસમી સદી, તેના સઘળી રોમાંચકારી ભવ્યતા સાથે પ્રવેશી ચૂકી હતી.

દુનિયામાં વહેતા થયેલા પરિવર્તનના આ વાયરાઓ ગુલામ ભારત સુધી પહોંચે એ પહેલાં, સ્વતંત્ર મિજાજના



વિદેશવાસી ભારતીયો પ્રવૃત્ત થઈને એકઠા થવા માંડ્યા હતા.

બધાની નેમ હતી – હવે અંગ્રેજ સત્તાનો સૂરજ કાયમ ટકી રહેવાનો નથી. આપણે પણ એની લડાઈમાં ઝૂકાવવું જોઈએ.'

આ લડાઈના બધા મોરચા પર આપણે સજ્જ થવું પડશે એવો શ્યામજીનો દૃઢ અભિપ્રાય હતો.

એ અભિપ્રાયની સાથે સંમત્ બીજા બે ગુજરાતી સાથીઓ તેમને મળી ગયા.

સરદારસિંહ રાણા.

શ્રીમતી ભીખાઈજી રુસ્તમજી કામા.

રાણા સુરેન્દ્રનગર ( તે વખતના ઝાલાવાડ ) ના લીંબડી નજદીકના કંથારિયાના વતની. ૧૮૭૦માં જન્મેલા. બાળપણ ધાધલપુર અને કંથારિયામાં વીત્યું. રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં મેટ્રિક થયા. રાજકોટમાં અભ્યાસ કરી ચૂકેલા મોહનદાસ કરમચંદ ગાંધી બેરિસ્ટરી માટે વિલાયત જવાના હતા. એ મેળાવડામાં સરદારસિંહ હાજર રહેલા. રાજકોટથી મુંબઈ ગયા, એલ્ફિન્સ્ટન કૉલેજમાં. બી. એ થયા પછી તેમને ય થયું કે વકિલાત કરીએ. બેરિસ્ટર થવા વિલાયત જવાની ઇચ્છા પાલિતાણા યુવરાજે પારખી અને તેમની મદદથી ઇંગ્લેંડ પહોંચ્યા.

૧૮૯૮માં જ્યારે શ્યામજી સ્પેન્સરના વિચારોના પ્રવર્તક બની રહ્યા હતા ત્યારે સરદારસિંહ રાણા તેમને મળી ગયા.

રાણાના જીવને ઘણાં અજવાળાં–અંધારાં અનુભવ્યાં

હતાં. સુરતના જીવણચંદ ઝવેરી વિલાયતમાં હીરામોતી ઝવેરાતનો મોટો વ્યવસાય કરતા હતા. રાણા તેમાં જોડાયા અને આર્થિક ધરપત પામ્યા.

....અને શ્યામજીને તો અસલી ઝવેરાત જ મળી ગયું– સરદારસિંહ રૂપે. સાહસ, વિચારપ્રચાર, યોજના અને સમ્પર્ક : આમ ચારેય, ક્રાંતિકાર માટે જરૂરી બાબતોનો રાણામાં અદ્‌ભૂત સંગમ હતો.

બીજાં સાથી મળ્યાં મેડમ કામા. સોરાબજી રુસ્તમજી પટેલ નામના પારસી સજ્જનની આ લાડકી કન્યા રુસ્તમ કામાને પરણેલી. રુસ્તમજી મુંબઈનાં અખબાર 'બોમ્બે ક્રોનિકલ' જોડે સંકળાયેલા હતા. રાષ્ટ્રવાદી સદ્‌ગૃહસ્થ પણ પત્ની જેવા ઉગ્ર રાષ્ટ્રવાદી નહીં. દલપતરામની કવિતા માફક 'ધીરે ધીરે સુધારાનો સાર'માં માને. મેડમ ભિખાઈજી કામાનું સ્વાસ્થ્ય જરા નબળું પણ મનોભાવ લોખંડી. વીસમી સદીના પહેલાં વર્ષે – ૧૯૦૧માં – છેવટે તન્દુરસ્તી કાજે તે વિલાયત જવા નીકળ્યાં.

દરમિયાન પતિ સાથે મતભેદો થયા અને વધતા ચાલ્યા.

સંવેદનશીલ ભિખાઈજી કામાએ પતિને લખ્યું કે આપણી વચ્ચે એટલું અંતર વધી ગયું છે કે હવે સાથે જીવન વેંઢારવાનો અર્થ નથી. મારો જન્મ કંઈક બીજાં જ કામ માટે થયો છે એ કાર્યનો ખ્યાલ મને આવી ગયો છે તે છે સ્વતંત્ર હિન્દુસ્તાન માટેની લડાઈ. મારી જિંદગીની દરેક ક્ષણ હવે તેને માટે જ ખર્ચીશ.



આમ, લંડનમાં ત્રિપુટી રચાઈ– શ્યામજી, રાણા અને કામા.

—હવે શું ?

'—કંઈ નક્કર કામ કરવું જોઈએ' રાણાએ કહ્યું.

'દેશમાં લાસ સળગે છે....લોકો ચૂપ છે, પણ ખામોશ નથી....ગમે ત્યારે આગ ફાટી નીકળશે' માદામ કામાએ કહ્યું.

'સાચી વાત છે. આપણે અહીંથી એવા સંગઠિત પ્રયાસ કરવા જોઈએ કે હિન્દુસ્તાનમાં બ્રિટિશ રાજ્યના પાયા ખખડી જાય....' શ્યામજીએ કહ્યું અને થોડી વાર પછી બોલ્યા : મને એક વિચાર આવે છે. હિન્દુસ્તાનમાં અત્યારે તેજસ્વી નેતા છે લોકમાન્ય બાળગંગાધર ટિળક. સ્વરાજ જંગના ભિષ્મપિતામહ જેવા છે. આપણે તેમનો સમ્પર્ક વધારીએ.'

સૌને આ વાત ગમી.

ટિળક શ્યામજીથી પરિચિત હતા. તેમણે શ્યામજીને લખ્યું : પૂનાનો એક બ્રાહ્મણ યુવાન લશ્કરમાં જોડવાની ઈચ્છા રાખે છે.

ભારતના હુતાત્મા ચાફેકર વિષે તે સંકેત હતો અને ભારતના યુવકો શું વિચારી રહ્યા છે તેનો અણસાર પણ હતો.

....અને આવ્યું ૧૯૦૫નું વર્ષ.

અગ્નિવર્ષ ઓગણીસસો પાંચ.

૧૮૫૭ પછીની પહેલવેલી સામુહિક ચિનગારીનું વર્ષ.

બંગાળના ભાગલા સામે પ્રચંડ અવાજ ઊઠ્યો. 'બંગભંગ' વિરોધી લડત ચાલી. અરવિંદ ઘોષનું 'વન્દે-

માતરમ્' અને બ્રહ્મબાંધવ ઉપાધ્યાયનું 'સન્ધ્યા' સ્વતંત્રતાની ગર્જના કરતાં પ્રતીક જેવાં અખબારો હતાં.

ગોળી, ફાંસી અને જેલ.

શ્યામજી અને સાથીઓ શાંત કેમ બેસે?

તેમણે લંડનમાં 'ઇન્ડિયન હોમરુલ સોસાયટી' સ્થાપી.

પ્રમુખ બન્યા પંડિત શ્યામજી કૃષ્ણવર્મા.

સાથીઓ હતા ડૉ. મેથ્યુ, જે. એમ. પારેખ, મુકુન્દરાવ જયકર, સરદારસિંહ રાણા, પરમેશ્વર વર્દી અને....

બીજા ઘણા ભારતીયો.

એની સાથે એક સ્વતંત્ર મિજાજના એચ. એમ. હીન્ડમેન પણ ખરા. લંડનના 'જસ્ટિસ' માસિકના તંત્રી. તેમણે શ્યામજીને કહેલું કે ભારતનાં સ્વરાજની લડત અહીંથી વધુ સારી રીતે લડી શકાશે.

'હોમરુલ' પછી આવ્યું એક તણખા જેવું અખબાર.

નામ ઇન્ડિયન સોશિયોલૉજિસ્ટ.

ભારતના સ્વાતંત્ર્યસંગ્રામનો ઇતિહાસ પ્રામાણિકતાથી લખવામાં આવે તો 'ઇન્ડિયન સોશિયોલૉજિસ્ટ'ને વિદેશોમાં સ્વતંત્રતા પ્રાપ્તિના સૌથી પહેલાં સામયિક તરીકે ગણવું પડે.

—અને એ રીતે શ્યામજી આપણા પ્રથમ પત્રકાર.

ગુજરાતના એક ઉત્તમ પત્રકાર ગાંધીજી એ પછી ઘણાં વર્ષે 'યંગ ઇન્ડિયા' 'ઇન્ડિયન ઓપિનિયન' અને 'નવજીવન' આપ્યાં હતાં.

—એ પહેલાં આવ્યું શ્યામજી કૃષ્ણવર્માનું ઇન્ડિયન ઓપિનિયન.



—માદામ કામાનું 'વન્દેમાતરમ્' અને 'મદન તલવાર.'

—છગન ખેરાજ વર્માનું 'ગદ્દર!'

ત્રણેય લંડન, પારિસ અને સાનફ્રાંસિસ્કોથી બહાર પડયાં આ સદીના પ્રારંભનાં વર્ષોમાં.

આમ ત્રણ આદ્ય સશસ્ત્રક્રાંતિના પત્રકારો ગુજરાતી હતા!

શ્યામજીનું આ અખબાર એક પેન્સની કિંમતનું હતું. ચાર પાનાંના આ સામયિકે ઉત્સાહનું મોજું વહેતું કરી દીધું. છેક મુંબઈથી "દેશના દાદા" તરીકે જાણીતા દાદાભાઈ નવરોજીએ તેની ત્રણ નકલો અંગત રીતે મંગાવી.

એના પહેલા જ અંકમાં પાંચ શિષ્યવૃત્તિઓની જાહેરાત કરાઈ હતી. ઇંગ્લેન્ડના છાપાંઓએ તેની નોંધ લીધી. લંડનનું "ડેઈલી મેઈલે" એ વાત પણ ન ચૂકયું કે આ અખબારમાં જે ૧૩૫ પાઉંડની સ્કૉલરશિપની વાત છે તેમાં એક શરત બ્રિટિશ નોકરી ન કરવાની પણ છે તે ખાસ ધ્યાનપાત્ર છે!

જાન્યુઆરી, ૧૯૦૫માં તેનો પહેલો અંક બહાર પડયો હતો....ભારતમાં તેને 'સ્વાતંત્ર્યનાં અખબાર, તરીકે વધાવી લેવામાં આવ્યું. છેક બે વર્ષે બ્રિટિશ સરકારને લાગ્યું કે આ તો જોખમી છાપું છે એટલે "સમુદ્ર દ્વારા થતી આયાતના કાયદા" હેઠળ પ્રતિબંધિત જાહેર કર્યું.

—પણ તેથી શું?

'ઇન્ડિયન સોશિયોલૉજિસ્ટ' તો પહોંચતું રહ્યું અનેક હાથમાં, ભારતમાં સર્વત્ર.

તણખા ઝરતી કલમ.

બ્રિટિશરોને તાર્કિક જવાબો.

એક પછી એક રાષ્ટ્રીય ઘોષણાઓ.

શ્યામજીનાં અખબારની આ વિશેષતા હતી. હા, તેનું મોકલનારનું સરનામું વારંવાર બદલાયે રહેતું એટલે ટપાલ-ખાતાંને કે ગુપ્તચર ખાતાંને ખબર જ ન પડતી કે કોણ મોકલે છે?

—અને શ્યામજીએ તો સરકારી પ્રતિબંધ અંગે લખ્યું પણ ખરું : "હાઉસ ઑફ કોમન્સમાં મિસ્ટર મોર્લીએ અમારાં અખબારને પ્રતિબંધિત કરીને સર્ટીફિકેટ આપ્યું છે. ગમે તેવી મનાઈ છતાં તે હિન્દમાં પહોંચતું રહેશે."

અને એમ થતું રહ્યું.

શ્યામજીના વિચારો ધગધગતા અંગાર જેવા હતા પણ તે નકલી ઊભરો નહોતો. તર્કયુક્ત પ્રચાર હતો.

એક અંકમાં તેણે સ્વિન્ની નામના બ્રિટિશ વડાને જવાબ આપ્યો હતો. સ્વિન્નીએ એવું કહેલું કે અમારાં લશ્કરના બળે અમે હિન્દ પર રાજ કરીશું.

શ્યામજીએ લખ્યું : તમારાં લશ્કરમાં મોટો ભાગ કોનો છે? ભારતવાસીઓનો જ. તેઓ જાગશે ત્યારે તમે શું કરશો?

—બરાબર ટિળકે પહેલા લખેલા પત્રનો એ પડઘો!

બીજા અંકમાં લખ્યું : રાજકીય અને લશ્કરી રીતે જે પ્રજા નિરાધાર હોય તે શસ્ત્ર ઉપાડે તેમાં ખોટું શું છે?

એક અંકમાં શ્યામજીએ ભારતના ગૌરવવંતા શહીદો



પ્રફુલ્લ ચાકી, ખુદીરામ બોઝ, કન્હાઈ દત્ત અને સત્યેન્દ્રનાથ બસુને અંજલિ આપી.

'ગુલામી સામે લડવું એ માણસાઈ માટેનો અધિકાર છે.' આ પત્રકાર ઘોષણા કરે છે.

આવું લખાણ અને તેય બ્રિટિશ સામ્રાજ્યની રાજ-ધાનીમાં! કોણ સાંખી લઈ શકે?

તેનાં પરિણામ ચાર વર્ષે આવ્યાં! બ્રિટિશ પોલિસ આ છાપાંને અને તેના તંત્રીને ભીંસમાં લેવા તૈયાર હતી ત્યાં એક ભાવનાશાળી મિત્ર તેને મળી જાય છે.

ગાય-દ-એલ્ડ્રેડ તેનું નામ.

ખરો સ્વતંત્રતાનો ચાહક.

શ્યામજીને કહે : મુંઝાશો મા. હું ચલાવીશ તમારું અખબાર.

અને પછીના અંકમાં, (ઑગષ્ટ ૧૯૦૯) આઠ પાનાંની ખીચોખીચ સામગ્રી વચ્ચે એક સૂચના છાપવામાં આવી : વાચકો જોગ. હવે પછી આપના આ પ્રિય અખબારનાં ઠામઠેકાણાં બદલાઈ જાય છે તે નીચે પ્રમાણે રહેશે : ગાય–દ એલ્ડ્રેડ. ૩૫, સ્ટેનલેક રોડ. શેફર્ડસ બુશ. લંડન–વેસ્ટ.

અને તંત્રીએ લખ્યું : શ્યામજી મારા મિત્ર છે. આ અખબાર પહેલાં ભારતમાં પ્રતિબંધિત થયું હવે અહીં તવાઈ ઉતરી છે. પણ હું તેને ચાલુ રાખીશ.

ભલે મારા પર સરકાર મુકદ્દમો ચલાવે.

આ પડકારના જવાબરૂપે બ્રિટનની સરકારે ગાય–દ-એલ્ડ્રેડને પકડ્યા. નિવાસસ્થાને જડતી લેવાઈ. પણ ત્યાં વળી

કંઈ હોય? ન છાપખાનું, ન છપાઈ સામગ્રી, ન છાપું.

'અલ્યા, ક્યાં છે બધું?'

ગાય-દ-એલ્ડ્રડના વફાદાર નોકરે ના કહ્યું તે ના જ કહ્યું.

પણ ગાય-દ-એલ્ડ્રેડને આ 'રાજદ્રોહી' અખબાર માટે એક વર્ષની સજા થઈ.

એટલે 'ઇન્ડિયન સોશિયોલોજિસ્ટ' ૧૯૦૯ના સપ્ટેમ્બરથી લંડન છોડી, પારિસ વસ્યું.

તેની સાથોસાથ શ્યામજી કૃષ્ણવર્મા પણ.

પણ એ પહેલાં લંડનમાં આ છ-સાત વર્ષોમાં શ્યામજી અને સાથીઓએ એવાં કાર્યો કર્યાં કે જેનો જગતના ઘણા દેશોમાં પડઘો પડ્યો.

પહેલાં તો શ્યામજીનું પોતાનું ઘર જ ભારતથી આવનારાઓ માટે 'રાજકીય તીર્થ' જેવું બની ગયું. પંજાબથી હદપાર સરદાર અજિતસિંઘ (ભગતસિંહના કાકા) આવીને શ્યામજી સાથે વિમર્શ કરી ગયા. શિકાગોની વિશ્વધર્મ પરિષદમાં વીરચંદ ગાંધી આવ્યા હતા તે પણ મળ્યા.

શ્યામજીએ તેમને શાંતિથી સાંભળ્યા પછી કહ્યું: જૈન ધર્મ મહાન હશે પણ અહિંસાનો ઉપદેશ મને માન્ય નથી.

લંડનમાં એક જાણીતા લેખક હેવલોક એલિસના પુસ્તકનું વેચાણ બંધ કરાયું તેની સામે બુદ્ધિજીવીઓ ભેગા મળ્યા. તેમાં શ્યામજી પણ હતા.

ઓગણીસમી સદીના અંતમાં આફ્રિકામાં બોઅર પ્રજાએ ગુલામી તોડવા માટે અંગ્રેજોની સામે શસ્ત્રો ઉપાડ્યાં હતાં. ટ્રાન્સવાલમાં આ વિદ્રોહ ત્યાં વકિલાત કરતા મોહનદાસ



ગાંધીને પસંદ ન પડ્યો અને બ્રિટિશરોને સહાય કરવા અપીલ કરી.

શ્યામજીએ બોઅર લડવૈયાઓને ટેકો આપ્યો.

આ બધી પ્રવૃત્તિ માટે પહેલાં અખબાર પછી એક મોટું કેન્દ્ર: આવી શ્યામજીની ખ્વાહીશ હતી.

—અને એમ નિર્માયું ભારત ભવન.

'ઇન્ડિયા હાઉસ' એટલે દરેક દેશવાસીઓને માટે 'સ્વાતંત્ર્યનું કાશી' ગણાવી શકાય એટલું મહત્ત્વનું સ્થાન.

હાઈગેટ, ક્રોમવેલ એવેન્યૂની ૬૫ની ગલીમાં ઊભેલી આ ત્રણ માળની ઈમારત હવે તો, કાળના પ્રવાહમાં અપરિચિત જેવી બની ગઈ છે. સાવરકર જન્મ શતાબ્દી નિમિત્તે ભાઈ પ્રેમ વૈદ્ય નામના દિગ્દર્શક નિર્માતાને સાવરકર પર ફિલ્મ બનાવવી હતી અને એ ફિલ્મમાં 'ઇન્ડિયા હાઉસ' ન હોય તો તો ચિત્ર સંપૂર્ણ કેમ લાગે?

પ્રેમવૈદ્યે લંડનમાં ભારે શોધખોળ આદરી હતી કે આ મહાન તીર્થ ક્યાં છે? આપણી રાજદૂત કચેરીના મહાનુભાવો ય અજ્ઞાન હતા. છેવટે વૈદ્યોએ ઈમારત શોધી ત્યારે તેમની આંખોમાં દડદડ આંસુની ધારા હતી: આ પૂણ્ય-સ્થાન! અને મારો આ કૃતઘ્ની દેશ!

# ૪

# ઈન્ડિયા હાઉસ અને ક્રાંતિપ્રવૃત્તિ

તેની વ્યથા સાચી હતી.

'ઇન્ડિયા હાઉસ'ના દરેક પથ્થર પર સશસ્ત્ર ક્રાંતિની તવારિખ આલેખાયેલી છે. દૃષ્ટિ હોય તે વાંચી શકે, અનુભવી શકે.૧૯૨૦ પછી જ દેશની આઝાદીની ચળવળ ચાલી એમ માનનારાઓનું તે કામ નહીં.

આ મકાન ખરીદ્યું શ્યામજીએ. એક મજલા પર સભાખંડ અને લાયબ્રેરી. બીજા મજલે નિવાસસ્થાન. પચીસથી વધીને પચાસ તણખા જેવા યુવક વિદ્યાર્થીઓ ત્યાં આવીને વસેલા.

ભવનનું ઉદ્‌ઘાટન સ્વાતંત્ર્યવાદી હીન્ડમેને કર્યું. ભરચક હાજરી હતી. દાદાભાઈ નવરોજી, લાલા લાજપતરાય, મેડમ કામા, સરદારસિંહ રાણા, 'પોઝિટિવ રિવ્યૂ'ના તંત્રી સીડની, સ્ત્રીસ્વતંત્રતાનાં હિમાયતી આયર્લૅંડનાં સ્ત્રીનેતા



શ્રીમતી ડેસ્પાર્ડ સમારંભમાં ખાસ આવ્યાં હતાં. પહેલા ત્રણ વિદ્યાર્થીઓ – જે શ્યામજી છાત્રવૃત્તિ મેળવવા સદ્‌ભાગી થયા હતા–તે પણ ખરા.

છેક આયર્લૅંડના સ્વાતંત્ર્યનેતાઓએ મુબારકબાદી પાઠવી હતી.

'ઇંડિયા હાઉસ'ની આ સ્થાપનાએ વિદેશોમાંના ભારતીયોના પ્રાણ થનગનતા કરી દીધા.

તેની સાથોસાથ જ ધૂંવાધાર લેખો : 'ઇંડિયન સોશિયોલોજિસ્ટ'માં.

થોડાંક ઉદાહરણ જાણવા જેવાં છે.

૧૯૦૫માં બ્રિટિશ સરકારે એવું નક્કી કર્યું કે ૧૮૫૭માં બળવો દબાવી દેવામાં આવ્યો તેનાં વિજય–વર્ષ તરીકે આ સાલ ઊજવવી.

શ્યામજી ચૂપ રહે?

લખ્યું તેમણે : ભલા ભાઈઓ, જેને તમે વિજય માનો છો એ તો હતી નરી અનીતિ! તમારા જ એક જાતભાઈ (ડૉ. કૉંગ્રીવ) એ શું લખ્યું હતું તે જાણી લો. ઑક્સ-ફર્ડના એ વિદ્વાને જ્યારે એમ કહ્યું કે ૧૮૫૭ના બળવામાં અંગ્રેજોએ ભજવેલો ભાગ અત્યંત હીન હતો, તો બિચારાનો રોટલો પણ ઝૂંટવી લેવામાં આવ્યો હતો...અમે એ સાચદિલ અંગ્રેજના નામે છાત્રવૃત્તિ જાહેર કરીએ છીએ.

એક અંકમાં તેમણે ભારતની કરુણ દશાનો ચિતાર આપ્યો : ઇંગ્લૅંડનો દરેક નાગરિક હિન્દ પાસેથી એક પાઉન્ડ

ખેંચી જાય છે અને એ રીતે દર વર્ષે ચાર કરોડ પાઉન્ડની ખુલ્લી લૂંટ સરકાર ચલાવે છે.

તેમણે લખ્યું : એમ કહેવામાં આવે છે કે ભારત-મંત્રી તરીકે ઉદારમતવાદી અંગ્રેજને પસંદ કરાયા છે તે છે મિસ્ટર મોર્લી. પણ ખરી વાત એ છે કે એક દેશ બીજા દેશ પર રાજ કરે એ વાત જ ખતરનાક છે. સફેદ લૂંટ જેવી દશા ભારતમાં છે, પછી ગમે તેવો સહૃદય અંગ્રેજ ભારતનું ખાતું સંભાળતો હોય તેથી શું વળે ?

અંગ્રેજોએ ભારતને શિક્ષણની ભેટ આપી છે એવું કહેવામાં આવ્યું તો શ્યામજીએ અખબારમાં વિસ્તૃત લેખ લખ્યો : ના, સાહેબો, તમે દયા નથી કરી. અંગ્રેજી શિક્ષણ તો એટલા માટે શરૂ કર્યું કે અંગ્રેજી ઢબછબથી કેળવાયેલા હિંદીઓની સહાયથી મુઠ્ઠીભર અંગ્રેજો રાજ કરી શકે.... જ્યારે અમારી પ્રજા જાગશે ત્યારે તમે ભાગશો અને તમારી પીઠ પર તમારાં પાઠ્યપુસ્તકો ફટકારવામાં આવશે....ભારતમાં આઝાદી છે એમ તમે કહો છો ? તમારી પાર્લામેન્ટમાં આવું ભાષણ થતું હતું ત્યારે જ 'ભાલા' પત્રનો સ્વદેશાભિમાની તંત્રી જેલમાં ધકેલી દેવાયો હતો અને 'વંદેમાતરમ્' બોલ-વાના ગુન્હાસર ફટકા મારવામાં આવી રહ્યા હતા !

એક વાર ગોપાળકૃષ્ણ ગોખલેએ ભારતમાં અંગ્રેજી શાસનના ફાયદા ગણાવ્યા તો શ્યામજી તેમના પર ઊકળી ઊઠ્યા અને ડેલહાઉસીથી લઈને છેક લગીના અવતરણો સાથેની તવારિખ રજૂ કરી દીધી, જેમાં ભારતના નસીબે યાતના, લોહી અને હત્યા જ આવ્યાં હતાં.



શ્યામજીએ 'ઇન્ડિયન સોશિયોલોજિસ્ટ' દ્વારા માત્ર ભારત જ નહીં, આયર્લેન્ડ, તુર્કસ્તાન, અફઘાનિસ્તાન, રશિયા વગેરે સ્થાનોના આઝાદીજંગને ય બિરદાવતા રહ્યા. અમેરિકા અને આયર્લેંડના સ્વાતંત્ર્યવાદી નેતાઓ આ અખબારને પોતાનું જ માનતા હતા. અમેરિકામાં એડવર્ડ જેમ્સે 'લિબરેટર' શરૂ કર્યું તો પહેલાં પાને હતો – ભારત વિષેનો લેખ અને 'ઇંડિયા હાઉસ'ના પ્રયત્નોની ઝાંખી. આયર્લેન્ડના જાણીતા લેખક યુજી ઓડોમિલે તો 'ત્રિવિધ પશ્ચાત્તાપ' નામનો એક લેખ મોકલીને તેમાં લખ્યું કે ભારતમાં ૧૯૫૭માં અંગ્રેજોએ જે કર્યું, તેનો તેણે અનેક રીતે પશ્ચાત્તાપ કરવો જોઈએ !

પ્રખ્યાત ક્રાંતિગીતો પણ આ સામયિકે છાપ્યાં.

શ્યામજીએ ગાંધીજીની પહેલાં 'અસહાર' શબ્દ 'Dis-association' તરીકે પ્રયોજીને એક લાંબા લેખમાં લખ્યું કે જો ભારતના ત્રીસ કરોડ ભારતવાસીઓ હિંસા-ખોર બ્રિટનના કોઈ પણ કામમાં મદદ ન કરે, તેની સત્તાને વશ ન થાય, તેના લશ્કરમાં ન જોડાય, અંગ્રેજી ઈનામ-અકરામો ન લે, અંગ્રેજી કાયદા ન પાળે અને અંગ્રેજી કેળવણીને તિલાં-જલિ આપે તો એક વર્ષમાં બ્રિટિશરો ભારત છોડી જશે !

આમ કહીને શ્યામજીએ સાત મુદ્દા જણાવ્યા જેમાં બ્રિટિશ સરકારી લોન ન લેવી, સરકારી ધીરધારનાં કાગળિયાંનો નિકાલ કરવો, સરકારી ઋણનો ઈન્કાર કરવો, નોકરી ન કરવી, હડતાળો પાડીને તંત્રને પાંગળું કરવું, સરકારી કોર્ટોમાં જવાને બદલે દેશભક્તોની બનેલી સમાંતર લોક-

અદાલતો રચવી, હિન્દવિરોધી અખબારોનો બહિષ્કારપોકારવો, ભારતમાંથી થતી નિકાસ અટકાવી – આ પ્રતિકારનો સમાવેશ થતો હતો.

શ્યામજી કૃષ્ણવર્માએ એ જ લેખમાં લખ્યું કે જગતના નાના દેશો ઈજિપ્ત, આયર્લૅન્ડ, દક્ષિણપૂર્વ આફ્રિકા, ચીન, મલાયામાં લોકો અંગ્રેજશાહીની સામે લડી રહ્યા છે તેમનો સંપર્ક સાધીને ટેકો આપીએ.

કેટલા દૂરંદેશી વિચારો હતા આ દેશભક્તના, જે નજદીકના ભવિષ્યમાં સાચા પડવાના હતા!

દરમિયાન 'ઇંડિયા હાઉસ'ની પ્રવૃત્તિને વિપ્લવી રંગ આપવા માટે શ્યામજીને એક વધુ દેશભક્ત મળી ગયા તે વિનાયકરાવ દામોદર સાવરકર.

સાવરકર મહારાષ્ટ્રમાં તો પ્રવૃત્ત હતા જ. લોકમાન્ય ટિળકની નજરમાં આ સ્વપ્નદ્રષ્ટા યુવક હતો. 'ઇન્ડિયા હાઉસ'ની સ્થાપના ટાણે ટિળકે શ્યામજી કૃષ્ણવર્માને પત્ર લખેલો તેમાં કહ્યું હતું : 'આજ સુધી આપણે દેશ માટે કંઈ ઝાઝું કરી શકયાં નથી. તમારા જેવા થોડાક વધુ કાર્યકર્તાઓ બ્રિટનમાં મળે તો ઘણું થઈ શકે. બ્રિટનમાં તમને મુક્ત વાતાવરણ મળશે એ અહીં અમારા નસીબમાં નથી."

સાવરકરે 'ઇંડિયન સોશિયોલોજિસ્ટ'ના કેટલાક અંકો વાંચ્યા ત્યારથી જ શ્યામજી અને સરદારસિંહનાં તેજતોખાર વ્યક્તિત્વ તરફ આકર્ષાયા હતા. ત્યાં 'કેસરી'માં



તેમણે જાહેર કરેલી શિષ્યવૃત્તિની વિગતો વાંચી સાવરકર ટિળકને મળ્યા. લોકમાન્યે શ્યામજી પર પત્ર લખ્યો.

સાવરકરને 'શિવાજી શિષ્યવૃત્તિ' આપવાનું નક્કી થયું એટલે જુન, ૧૯૦૬ના તે લંડન જવા રવાના થયા.

સાવરકર જે પ્રકારનું વાતાવરણ, વિચાર અને સંસ્થા માંગતા હતા, તે બધું જ અહીં અસ્તિત્વ ધરાવતું હતું! માત્ર જરૂર હતી, વિનાયકરાવ જેવા પથપ્રદર્શકની, જે થનગનતી તરૂણાઈને ક્રાંતિના આતશમાં પલટાવી દે!

શ્યામજી એ જ ઇચ્છતા હતા.

સાવરકરે તે કરવા માંડ્યું.

એક તરફ વિવિધ દેશોના સ્વાતંત્ર્યવીરોનો સંપર્ક.

બીજી તરફ યુવકોને સશસ્ત્ર તાલીમ અને દેશભક્તિના ઇતિહાસનું શિક્ષણ.

ત્રીજી તરફ પત્ર–પત્રિકાઓ, પુસ્તકો, સામયિકોનું પ્રકાશન.

ચોથી તરફ ભારતમાંના ક્રાંતિકારી યુવકોને મદદ અને માર્ગદર્શન.

આમ ચાર મોરચે કામ ધમધમતું થયું.

રાણા – કૃષ્ણવર્મા – કામા – સાવરકર પ્રચંડ સ્વાતંત્ર્ય-જંગના પ્રચાર–પ્રસાર, સંગઠનમાં લાગી ગયા. રાણાએ વધુ શિષ્યવૃત્તિઓ જાહેર કરીને નામ આપ્યાં. એડમંડ બર્ક સ્કોલરશિપ, પૂણેના સ્વ. ગણેશ વાસુદેવ જોષી – છાત્રવૃત્તિ, અને ત્રીજી મુસ્લિમ વિચારકથી સ્મૃતિમાં.

આમાં ભારતથી ખ્યાતનામ સ્વાતંત્ર્યનેતાઓના વિદેશ પ્રવાસ અને વ્યાખ્યાનોનો પણ સમાવેશ થતો હતો.

ધસમસતા પ્રવાહને વેગ મળ્યો – બારિસાલ પ્રકરણથી. બંગાળમાં 'વન્દેમાતરમ્' શબ્દ પ્રતિકારનું પ્રતિક બની ગયો. બારિસાલમાં 'વન્દેમાતરમ્' બોલનારાઓ પર લાઠી પડી.

લંડનમાં શ્યામજીના પ્રમુખસ્થાને અને પારિસમાં રાણાના પ્રમુખસ્થાને મળેલી સભામાં આ લાઠીમારનો વિરોધ કરાયો. પારિસની સભામાં આપણા ઉદ્યોગપતિ ગોદરેજ પણ હાજર રહ્યા હતા.

સાવરકરે એક નવો વિચાર વહેતો કર્યો : સ્વતંત્રતા માટેના સેવાવ્રતી (મિશનરી)નું એક સંગઠન સ્થાપવાનો. 'સોસાયટી ઑફ પોલિટિકલ મિશનરીઝ ઈન ઈંડિયા' તેનું નામ આપવું.

ટિળક – લજપતરાય – બિપિનચંદ્ર પાલને પણ આ વાત ગમી ગઈ.

'ઈંડિયા હાઉસ'માં હવે દર અઠવાડિયે બેઠકો ભરાતી થઈ. તેમાંથી સર્જાઈ 'ફ્રી ઈંડિયા સોસાયટી'.

આ સંસ્થાનાં બે સ્વરૂપો હતાં : એક બાહ્ય (સાર્વજનિક) અને બીજું આંતરિક (ગુપ્ત). કેટલાયે અને કેવા તેજસ્વી યુવકો તેમાં જોડાવા માંડ્યા. જ્ઞાનચંદ વર્મા, કોરેગાંવકર, હરનામસિંઘ, જાયસ્વાલ, મદનલાલ ધીંગરા, મણિલાલ, હરદયાળ, ભાઈ પરમાનંદ, બાબા જોષી, સેનાપતિ બાપટ, મહેશચરણ સિંહ અમે બીજા ઘણા....

આ અકેક નામ પાછળ તેમના પ્રચંડ પુરુષાર્થ અને



પરાક્રમ, વિચાર અને શહાદતનો અધ્યાય જોડાયેલો છે.

આજે ભલે એ નામોની આપણને ખબર ન હોય, નિષ્કલંક અને મહાન ત્યાગના ઉદાહરણ પૂરાં પાડતા એ કીર્તિ-સ્તંભો છે આપણા. એમાંના દરેકે જિંદગીને મૂઠીમાં રાખીને દેશભક્તિના પથ પર જાનફેસાની કરી હતી....

સેનાપતિ બાપટે નોંધ્યું છે કે જેવો 'ઇંડિયા હાઉસ'માં આ સંસ્થાનો આરંભ થયો કે અમે થનગનવા માંડ્યા. બે-પાંચ મહિનામાં તો અમે દરેક યુવાનો પિસ્તોલ રાખતા થઈ ગયા હતા....

બાપટ આ કામ માટે એડિનબરો જઇ આવ્યા ત્યાં કેટલાક 'રશિયન મિત્રો'ની ઓળખાણથી વિસ્ફોટક સામગ્રીની માહિતી મળી. એક રશિયન તેજ તર્રાર યુવતી ઘણાં વર્ષો સુધી આ ક્રાંતિકાર્યમાં સહભાગી રહી.

શ્યામજીનું 'સોશિયોલોજિસ્ટ' બરાબર આ પ્રવૃત્તિને પોષક વિચારોને આપતું હતું એટલે બ્રિટનની પાર્લામેન્ટનું ધ્યાન દોરાયા વિના રહે ? લંડનનાં અખબારોમાં પણ ચણ-ભણાટ શરૂ થયો હતો. 'હાઉસ ઑફ કૉમન્સ'માં સાફસાફ કહેવામાં આવ્યું કે રાજદ્રોહી શ્યામજીને અવાંછિત તત્ત્વ તરીકે જાહેર કરીને જલદી જેલ ભેગા કરવા જોઈએ.'

પણ વાત એટલી આસાન નહોતી.

હવે તો 'ઇંડિયા હાઉસ'ની પાછળ ઘણા ભારતપ્રેમી અંગ્રેજો પણ હતા અને આયર્લૅન્ડ, અમેરિકાના સ્વાતંત્ર્ય-વાદીઓ !

એવામાં દિલ્હીથી એક અહેવાલ બહાર આવ્યો કે દિલ્હીના કાશ્મીર દરવાજે બ્રિટિશરોએ ૧૮૫૭ના બળવાખોરોની કત્લેઆમ કરી હતી તેની યાદમાં શૂરવીર અંગ્રેજોને સન્માનવાનું એક નાટક ભજવાશે.

શ્યામજીએ આયરિશ નેતા હુઓ ડૉનેલે લખેલા એક પત્ર સાથે પોતાનો પત્ર પ્રગટ કર્યો. આયરિશ નેતાએ લખ્યું હતું કે અંગ્રેજોએ ૧૮૫૭માં જે પાશવી અત્યાચારો કર્યા હતા તે પાપ ધોવા માટે દમદમ ( જ્યાં ભ્રષ્ટ કારતુસો આપીને હિન્દી સૈનિકોને અપમાનિત કરાયા હતા ), મેરઠ ( જ્યાં પહેલો બળવો થયો ) અને દિલ્હી ( જ્યાં 'ઝફર'ના બેટાઓનો છેદ કરાયો )માં પ્રાર્થનાસભા યોજવી જોઈએ !

આ પત્ર બિપિનચંદ્ર પાલનાં અખબાર 'વંદેમાતરમ્'માં પણ છપાયો અને સરકારે પેલું નાટક ભજવવાનું માંડી વાળ્યું !

એક બીજા વિચારે તો સરકારને મૂંઝવણમાં મૂકી દીધી ! શ્યામજીએ લખ્યું કે ૧૮૫૭માં ઘણાં રજવાડાંઓએ વિપ્લવમાં ભાગ ભજવ્યો હતો. હવે ફરી સમય આવી ગયો છે. ભારતમાં અત્યારે જે 'જહાલ' પક્ષનો ઉદય થયો છે તેણે આવાં રજવાડાંઓ સાથે હાથ મેળવીને લડતને વ્યાપક બનાવવી રહી.'

આ વિચારથી દિલ્હીમાં હલચલ વધી ગઈ. દરેક રજવાડાંઓ ( ગાયકવાડી જેવાં તો ખાસ )પર દેખરેખ રાખવાનું કામ વધુ સક્રીયતાથી ચાલુ થયું. કોઈ રાજા ક્રાંતિકારીને ટેકો આપતો દેખાય કે ઝટપી પગલાં લેવાનો નિર્ણય લેવાયો.



....અને પછી આવ્યો એ યાદગાર મહોત્સવ, જેણે શ્યામજી, તેમના સાથીઓ અને 'ઇંડિયા હાઉસ'ને ભયાનક રાજદ્રોહી વ્યક્તિ અને સંસ્થા તરીકે બ્રિટિશ નજરમાં સ્પષ્ટ કરી દીધા.

—પણ તેની સાથોસાથ ભારતમાં લંડનમાં યોજાયેલા આ મહોત્સવથી તો ઉત્સાહ અને સ્વાભિમાન અનેકગણાં વધી ગયાં.

સૌ માથું ઊંચું કરીને કહેતા થયા : હા, અમે ૧૮૫૭માં અંગ્રેજો સામે સ્વાધીનતા માટે લડયાં હતાં.

એ બળવો નહોતો, વિપ્લવ હતો.

આઝાદી-જંગ હતો !

'ખૂબ લડી મરદાની વો તો ઝાંસીવાલી રાની થી'–થી માંડીને લાખો જાણીતા-અજાણીતા નરવીરોએ કાશ્મીરથી કન્યાકુમારી લગી બ્રિટિશ વેપારી સત્તાધીશોના દાંત ખાટા કરી નાખ્યા હતા. 'ઈસ્ટ ઇંડિયા કંપની' દેશને એક ખાનગી પેઢીની માફક ચલાવવા માગતી હતી તેની સામેનો એ પ્રચંડ અવાજ હતો. અને તેના પરિણામે રાણી વિકટોરિયાને પ્રજાજોગ ઢંઢેરો બહાર પાડવો પડ્યો, 'કંપની'ને અરબી સમુદ્રમાં ડૂબાડી દેવામાં આવી....

એ લોહીભીનાં બલિદાનોને અંગ્રેજ ઈતિહાસકારોએ 'કાળા હિન્દુસ્તાનીઓનો, રાજાઓનો બળવો' કહ્યો. તેને નામે વિકૃત દમનની વાતો મઢવામાં આવી. નાનાસાહેબ પેશવાને 'દુષ્ટ ખલનાયક' જેવા ચીતરવામાં આવ્યા....આ લેખકોના અતિશયોક્તિભર્યાં લખાણોથી કેટલાક ભારતીય

ઈતિહાસ લેખકો પણ અંજાઈ ગયા. પાઠ્યપુસ્તકોમાં લખવામાં આવ્યું કે નિષ્ફળ બળવા પછી બ્રિટિશ પ્રજાનું શાણું સામ્રાજ્ય સ્થપાયું. આપણા કવિશ્વર દલપતરામે કવિતા લખી કે ‘ દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન, એ ઉપકાર ગણી ઈશ્વરનો, હરખ હવે તું હિન્દુસ્થાન ! ’

....પણ આ ભ્રમણાઓ અને જુઠ્ઠાણાઓના ધુમ્મસની વચ્ચે ઇંડિયા હાઉસે સત્યનો સૂરજ ઝળાહળાં કર્યો.

શ્યામજી અને સાવરકરનો એ અદ્દભુત પુરુષાર્થ હતો. સાવરકરે જોયું કે તંદ્રામાં પડેલા દેશને સાચાં તથ્યો સાથેના ઈતિહાસની ખબર જ નથી. એટલે તે હીન મનોવૃત્તિ ( ઈન્ફિરિયર કોમ્પલેક્ષ )થી પીડાય છે. તેમાંથી બહાર લાવવાનો એક જ ઉપાય છે – ભારતીય આત્માનો સ્વાભિમાની ટંકાર !

એટલે શ્યામજી કૃષ્ણવર્મા અને સરદારસિંહ સાથે વિમર્શ કરીને સાવરકરે ૧૮૫૭ની વિગતો એકત્ર કરી. તેમણે જોયું કે અરે, મોટા ભાગના ‘ ઈતિહાસ–લેખકો ’ એ વિપ્લવમાં પછડાયેલા બ્રિટિશ સૈનિક અધિકારીઓ જ હતા અને તેમણે પૂર્વગ્રહો સાથે જુઠ્ઠાણા ભેળવી દીધાં હતાં.

બીજી તરફ એવાં તટસ્થ આઈરિશ લેખકો યે હતા જેમણે નિર્ભીકતાથી અંગ્રેજોના કારસ્તાનો ખુલ્લાં પાડયાં હતાં !

સાવરકર એ બધું પચાવી ગયા અને તેમણે મનોમન નક્કી કર્યું કે મારા દેશબાંધવોને હું ૧૮૫૭, વિષેનો સાચો ઈતિહાસગ્રંથ આપીશ.

એ પહેલાં આવી ૧૯૦૭ની ૧૧મી મે.



‘ ઇંડિયા હાઉસ ’માં નક્કી થયું હતું કે ધામધૂમથી ૧૮૫૭ના વિપ્લવની આ યાદગાર તિથિ ઊજવવી.

એ સભા યોજાઈ નીતિસેનને ત્યાં.

આ નિવાસસ્થાનનું નામ ‘ ટિળક હાઉસ ’ હતું.

લંડન અને બહારથી આવેલા હિંદીઓ અને આયરિશોની હાજરીમાં કાર્યક્રમ શરૂ થયો.

સાવરકરે પ્રમુખસ્થાન લીધું હતું.

જ્ઞાનચંદ વર્મા આ મંડળીનો ઓજસ્વી વક્તા અને અભ્યાસી. તેણે ધગધગતું વ્યાખ્યાન આપીને શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી દીધા....એમાં ઈતિહાસ અને વર્તમાન સ્થિતિ બન્નેનો સ્પષ્ટ ચિતાર હતો.

છેક મહારાષ્ટ્રનાં ‘ વિહારી ’ અખબારમાં આનો અહેવાલ કોઈ ‘ બાતમીદાર, દ્વારા અપાયો હતો. ( પછીથી ) સૌને જાણ થઈ કે આ ‘ બાતમીદાર ’ તે જ સાવરકરજી ! ) તેમાં લખ્યું હતું :

“ કાનપુરનું સ્મરણ એકલાં અંગ્રેજોને જ થાય એવું નથી, લંડનમાં દેશવાસીઓને ય થાય છે. ૧૧ મેના આવો સમારંભ થયો. એ સમારંભ પછી સમાચાર મળ્યા કે પંજાબ સરકારે લાલા લજપતરાયને લાહોરથી પકડીને માંડલેની જેલમાં પૂરી દીધા છે. લંડનમાં તેનો વિરોધ કરવા સભા થઈ. સેનાપતિ બાપટ પારિસ જવા નીકળ્યા, ત્યાં તેમણે બોંબ બનાવવાની વિદ્યા હસ્તગત કરવાની હતી. બાપટની સાથે હેમચંદ્રદાસ અને મીરઝા અબ્બાસ પણ બોંબ બનાવવા મચી પડયા હતા. એક નવી સંસ્થા

'ફ્રી ઇંડિયા સોસાયટી'ના મંત્રી તરીકે જ્ઞાનચંદ વર્માને કામ સોંપાયું છે. લાજપતરાયની ગિરફતારીનો વિરોધ કરતી સભા યોજવાનું કામ પંડિતજી (શ્યામજી)એ જ્ઞાનચંદને સોંપેલું ત્યાં તેમની મુલાકાત હિંડમેન સાથે થઇ. અને તેમના દ્વારા, રશિયાથી હદપાર થઈ ચૂકેલા જાણીતા ક્રાંતિકારી ક્રોપોટકિનને પણ મળાયું. ક્રોપોટકિને બાપટને કેટલીક ઓળખાણો આપી જેનો ઉપયોગ પારિસમાં થઈ શકયો...."

૧૮૫૭ની સ્મૃતિસભાના પડઘા તરત પડયા.

બ્રિટનનાં અખબારોએ લખ્યું કે કૃષ્ણવર્મા સશસ્ત્ર બળવાનો પ્રચાર કરે છે અને તે નર્યો રાજદ્રોહ છે.

કૃષ્ણવર્માએ બ્રિટિશ અખબાર 'લંડન ટાઇમ્સ'ને ખુલ્લો પત્ર લખ્યો અને તે છપાયો. તેમાં તેમણે લખ્યું કે અમે અમારાં અખબાર અને 'ઇંડિયા હાઉસ' મારફત સશસ્ત્ર બળવાનો પ્રચાર કરીએ છીએ એવો આક્ષેપ થયો છે. અમને તેની જાણ નથી. હા, અને એ વાત સ્પષ્ટ કરવા માંગીએ છીએ કે શસ્ત્રસામર્થ્યથી કરવામાં આવતી ક્રાંતિનો નિષેધ કરવામાં અમે માનતા નથી. આક્રમણનો પ્રતિકાર કરવો એ ક્ષમ્ય છે એટલું જ નહીં, પણ અનિવાર્ય અધિકાર પણ છે...."

આવો જ લેખ સરદારસિંહ રાણાએ પણ ફ્રેન્ચ અખબારોમાં લખ્યો અને કહ્યું : 'ભારતમાં બ્રિટિશ પ્રજા ઉઘાડેછોગ આંધળી લૂંટ કરી રહી છે તેની સામે પ્રજા માથું ઊંચકશે ત્યારે બ્રિટિશરોની શી વલે થશે?



રાણા હવે પારિસ હતા.

શ્યામજીને લંડનમાં રહ્યે એક દાયકો થયો હતો. દસ વરસમાં તો તેણે ઝંઝાવાત પેદા કરી દીધો હતો!

—એક અખબાર.

—કલમની શસ્ત્ર જેવી પ્રવૃત્તિ

—ઇંડિયા હાઉસ

—અને સાવરકર જેવા સમર્થ અગ્નિપુરુષો

ભારતનો અકળાયેલો વર્ગ તો લંડનમાંની આ પ્રવૃત્તિ તરફ આશાનજરે જોઈ રહ્યો હતો. કારણ બ્રિટનમાં શરૂ થયેલી આ ક્રાંતિપ્રવૃત્તિ લંડનથી વિસ્તરીને છેક પારિસ, વિયેના, સાનફ્રાંસિસ્કો, જર્મની, ઈજિપ્ત લગી પહોંચી હતી....

'હાઉસ ઑફ કૅામન્સ'માં આની ગંભીર નોંધ લેવાઈ. મોર્લી અને હીસની વચ્ચે તડાફડી થઈ. હીસે કહ્યું કે આપણી છાતી પર આ માણસ છાપું ચલાવે છે, પોતાને બ્રિટિશ પ્રજાજન ગણતો નથી, છાત્રાલય ચલાવીને બળવાખોર હિન્દી છોકરાઓ ભેગા કરે છે, ભારતમાંથી શાસન ઉથલાવવાનાં ભાષણો આપે છે....

# ૫

# " ક્રાંતિના ઉદ્દગાતા "

શ્યામજીને સાથીઓએ ચેતવ્યા : હવે તમારુ અસ્તિત્વ ભયમાં છે, ગમે ત્યારે જેલના સળિયા પાછળ હશો. જેલથી આપણે ડરતા નથી પણ આપણે હજુ ઘણાં કામો કરવાનાં બાકી છે. તમે લંડનથી પારિસ ચાલ્યા જાઓ. રાણા ત્યાં જ છે એટલે વાંધો નહીં આવે. 'સોશિયોલોજિસ્ટ' હમણાં અહીંથી જ ચલાવીએ તવાઈ આવે એટલે નવી વ્યૂહરચના કરીશું.

શ્યામજી માની ગયા.

૧૯૦૭માં ૧૮૫૭ની સ્મૃતિસભા પછી થોડાક દિવસોમાં તેમણે લંડન છોડ્યું.

—પણ લંડન છોડતાં છોડતાં તેની ગર્જના 'ઇંડિયન સોશિયોલોજિસ્ટ ' નાં પાનાં પર આકાર લેતી ગઈ.

તેમણે લખ્યું :



' સંસ્કૃતમાં એક સુભાષિત છે. કાદવમાં પગ મૂકવો અને તેને સ્વચ્છ રાખવો એ ન બને. તેના કરતાં કાદવમાં ખરડાવું જ ન જોઈએ. બીજા શબ્દોમાં, દુશ્મન સરકારના હાથે ગિરફતાર થવું અને બધી સ્વાધીનતા ગૂમાવવી એ તો મૂર્ખાઈ છે. દમનનાં એંધાણ વરતાય તે પહેલાં તેને ટાળવાં જોઈએ. હા, અમે દુશ્મનને મહાત કર્યો છે. અંગત મિત્રોની સલાહ અને આગ્રહને માનીને ઇંગ્લેંડ કાયમ માટે છોડી દીધું છે. અમારા રાજકીય પ્રચારને દબાવી દેવાનું કાવતરું ઘડાયું હતું તેના જવાબરૂપે, અગમચેતી વાપરીને આમ કર્યું છે.

દસ વર્ષ પહેલાં, અમારા પ્રિય મિત્ર બાળ ગંગાધર ટિળક અને નાટુ બંધુઓને ગિરફતાર કરાયા ત્યારે અમે ભારત છોડીને ઇંગ્લાંડ આવ્યા હતા. અને હવે બીજા એક પ્રિય મિત્ર લાલા લજપતરાયને ભારતમાંથી હદપાર કરવામાં આવ્યા છે એ સમયે, મુશ્કેલીઓ સાથે અમારે લંડન છોડવું પડે છે. અમને ખાતરી થઈ ગઈ છે કે જેઓ સ્વતંત્રતાને ચાહે છે તેમને માટે બ્રિટિશ વસાહતમાં ક્યાંય સલામત જગ્યા નથી.

અમારા દુશ્મનો અમારા પ્રચારથી ખૂબ અકળાય છે. અમારું આ કાર્ય ચાલુ રહેશે. લંડનથી અને પારિસથી પણ."

' ડેઇલી મિરર 'ને તેમણે લખ્યું : " ના સાહેબો, મારા વિચાર તદ્દન ખુલ્લી કિતાબ જેવા છે....'

શ્યામજી પારિસ ગયા.

પાછળથી 'ઇંડિયન સોશિયોલોજિસ્ટ' પર પ્રતિબંધ મૂકાયો.

પણ તે અવિરત ચાલતું રહ્યું, એક યા બીજે સ્થાનેથી.

'એક દીપસે જલે દુસરા' ત્યાં ચરિતાર્થ થતું હતું.

બરાબર આ વર્ષે – ૧૯૦૭માં – 'ઇંડિયા હાઉસ'ના ક્રાંતિવીરોએ એક બીજું મોટું કામ કરવાનું હતું.

જગતના સ્વાતંત્ર્યવીર સમાજવાદીઓ સ્ટુટગાર્ટમાં ભેગા મળે ત્યાં ભારતનો અવાજ વ્યક્ત કરવાનું એ કામ હતું.

મુશ્કેલ હતું તે.

સ્થાપિત હિતો તેમ કરવા દે તેમ નહોતાં.

શ્રીમતી કામા આગલાં વર્ષથી જ પ્રવાસમાં હતાં. અમેરિકામાં તેમનાં ભાષણોથી બૌદ્ધિકો સુધ્ધાં અંજાઈ ગયા. લાજપતરાયની હદપારી વિષે તેમણે કહ્યું : જો આપણે બધા લાલાજી જેવા થઈશું તો બ્રિટિશરો કેટલીક જેલો રચશે ?

તેમણે ભારતવાસીઓ જોગ એક ખુલ્લો પત્ર અમેરિકામાં જાહેર કર્યો : "પારકા શાસકોનાં વચનો પર વિશ્વાસ રાખશો નહીં. તેઓ મદદ કરવા નહીં, લૂંટવા આવ્યા છે."

શ્રીમતી કામાએ અમેરિકાથી પાછા ફરીને શ્યામજી, સાવરકર, રાણા, હિંડમેન વગેરેને ભેગા કર્યા. આંતરરાષ્ટ્રીય પરિષદ ઑગષ્ટમાં યોજાશે તેની વાત કરી.

'સવાલ એ છે કે આપણે ત્યાં શું કરી શકીએ ?'

'પત્રિકાઓનું વિતરણ કરીએ.'

'એનો મોટો પ્રભાવ નહીં પડે.'

'ભાષણ કરીએ....'



'સભ્ય થયા વિના બોલવાની છૂટ કોણ આપશે ?'

'સૌને વ્યક્તિગત મનાવીએ.'

આમ અનેક સૂચનો વિચારાયાં.

છેવટે એક તદ્દન નવી યોજના ઘડવામાં આવી. જેના તરફ દુનિયાભરના લોકોનું ધ્યાન દોરાય.

એ હતી, આ વિશાળ અધિવેશનમાં સ્વતંત્ર હિન્દુસ્તાનનો રાષ્ટ્રધ્વજ ફરકાવવાની યોજના.

દેશ પાસે રાષ્ટ્રધ્વજ નહોતો.

બધે યુનિયન જેક ફરકતો હતો.

રાષ્ટ્રધ્વજ એટલે કરોડો ભારતવાસીઓની રાષ્ટ્રીય શ્રદ્ધાનું પ્રતિક.

એને માટે જીવીએ.

એને માટે મરીએ.

દેશની એ સૌથી ઉત્કટ છબી.

હવામાં લહેરાય અને લાખ્ખો દેશવાસીઓનાં હૈયામાં લાગણીનો સમુદ્ર ઉમટે.

મારી મા!

મારી ભારતમાતા!

અને એ 'સુજલા સુફલા'માના હાથમાં મહાન ધ્વજ !

એ ધ્વજ અશક્તને શક્તિમાન બનાવે.

'પંગુ લંઘયતે ગિરિમ્' આ ધ્વજના પ્રતાપે !

તેને હાથમાં લઈ દરેક પુત્ર 'રિપુદલહારિણી' ભારતમાતાના સિંહપુત્રનું સ્વાભિમાન અનુભવે.

એ ધ્વજની વંદના કરતી પ્રત્યેક સ્ત્રી સિંહણ બને. ને કવિ પૂછે : 'કે મા બોલે તુમિ અબલે ?' 'માં, તને અસમર્થ કોણ કહી શકે ?'

આવો ધ્વજ ફરકાવવામાં આવે.

અને કરોડો ભારતવાસીઓને કહેવામાં આવે : લો દેશબાંધવો, આ આપણી લડાઈનું પ્રતીક. આ કીર્તિસ્તંભ. આ વિજયસ્તંભ.

ઈસિકી શાન ન જાને પાયે
ચાહે જાન ભલે હી જાયે !

આ યોજના સર્વસંમતિથી આગળ વધી.

એમ પણ નક્કી થયું કે પરિષદમાં રાણા અને કામા જાય. સહાનુભૂતિ ધરાવતા ઉદારમતવાદીઓનો સંપર્ક કરે અને ગમે તે રીતે, આઝાદીનો ઠરાવ મૂકવામાં આવે.

હીંડમેને કહ્યું : 'હું મિત્રોને સમજાવવા માટે સાથે આવીશ.'

૧૮ ઑગસ્ટ, ૧૯૦૭.

સ્ટુટગાર્ટ શહેરમાં અધિવેશન યોજાયું છે. દેશદેશાવરથી પ્રતિનિધિઓ ઊમટ્યા છે. તેઓ ચર્ચા કરશે – ગુલામીની, મુક્તિની, પ્રજાના અધિકારોની. ફ્રાંસે આગળ પડતો ભાગ લીધો હતો. ઇંગ્લેંડથી મજૂરદળના નેતાઓ આવ્યા હતા.

—પણ વિઘ્નની પરંપરા ભારતીઓના નસીબે ન હોય એવું બને ?

હીંડમેન, રાણા, મેડમ કામાના પ્રયત્નો છતાં જ્યાં



ભારત વિષેની ચર્ચા આવી કે બ્રિટિશ પ્રતિનિધિએ વિરોધ કર્યો : ભારતની ચર્ચા અહીં થઈ ન શકે.

ફ્રેન્ચ પ્રતિનિધિ કહે : કેમ ન થાય ? આવડો મોટો દેશ, આવી પરિસ્થિતિ....

ના....ના....

સંમેલનમાંથી અવાજ ઊઠ્યો.

હીંડમેન બધાના આદરપાત્ર સભ્ય હતા. તેમણે શાંતિથી ભારતના સવાલની રજૂઆતનું મહત્ત્વ સમજાવ્યું.

છેવટે તેમની વાત માન્ય થઈ.

બીજા દિવસે ઠરાવ આવ્યો.

ઠરાવના પહેલા વકતા હતા મેડમ કામા. એ મંચ પર આવ્યાં. બધાંનું ધ્યાન તેમના તરફ હતું. ગૌર, ઉજ્જવળ, પ્રતાપી ચહેરો. શાનદાર ચાલ. ભારતીય સાડીનું પરિધાન. માઈક પાસે આવતાં સુધીમાં તો શાંતિ પથરાઈ ગઈ. ઘણાંને લાગ્યું કે ભારતનાં કોઈ રાજકુંવરી મંચ પર છે કે શું ?

શ્રીમતી કામાએ પ્રવચન પૂર્વે હાથમાં વીંટાળીને રાખેલો ધ્વજ ખોલ્યો.

પ્રતિનિધિઓને ખબર ન પડી કે વકતા શું કરી રહ્યાં છે ?

ક્ષણાર્ધમાં ધ્વજ ફરકતો થયો.

આઝાદીની તમન્નાના સઘળા રંગ ઝીલતો રાષ્ટ્રધ્વજ !

૧૮૫૭ પછી પહેલી વાર, સંપૂર્ણ ભારતનો સ્વર છલકાતો હતો....અહીં !

રાષ્ટ્રધ્વજમાં હતાં ત્રણ રંગ—લીલો, કેસરી અને લાલ. શક્તિ, વિજય અને ઉત્સાહના પ્રતીક રંગો. આઠ કમળાકૃતિ—(એ સમયે દેશમાં આઠ પ્રદેશો હતા) સૂર્ય અને ચન્દ્રથી અંકિત આ ધ્વજ ફરકયો અને તેમાં અંકિત 'વન્દેમાતરમ્' ધ્વનિ સભાગૃહમાં ફેલાઈ ગયો.

શ્રીમતી કામા બોલ્યાં.

જાણે ભારતનાં હૃદયની એ વાણી હતી.

ઠરાવ રજૂ કરતાં તેમણે કહ્યું :

"બ્રિટિશરોની સત્તા હિન્દમાં ચાલુ રાખવી એ નિર્વિવાદ ઘાતક અને અપમાનકારક વાત છે. ગુલામીમાં જગતનો જે વર્ગ સબડે છે તેનો પાંચમો ભાગ ભારતમાં છે. તેમને ગુલામીમાંથી મુક્ત કરવામાં મદદ કરવા દુનિયાના સ્વાતંત્ર્યપ્રેમીઓ એક થાઓ! સમાજમાં નિર્દોષ પરિસ્થિતિની સ્થાપના કરવી હોય તો કોઈ પણ સમાજે જુલમી અને અનિયંત્રિત રાજ્યવ્યવસ્થાની ગુલામીમાં રહેવું પાલવે નહીં."

ઠરાવ પર બોલતાં તેમણે દરિદ્ર ભારતનું વર્ણન કર્યું. દર વર્ષે જે અબજો પાઉન્ડ ઘસડાઈને ભારતની બહાર, ઈંગ્લાંડ આવતા હતા તેની વિગતો આપતાં તેમણે પૂછ્યું : "તમે દરેક વખતે સંસ્થાનવાદની ચર્ચા કર્યા કરો છો પણ પરાધીનતાનું શું? ન્યાયના મુદ્દા પર એક થાઓ, જાગો અને ભારતની ગુલામી વિષે બધા મોરચે પ્રવૃત્ત થાઓ.

પોતે ફરકાવ્યો તે રાષ્ટ્રધ્વજ વિષે શ્રીમતા કામાને કહેવાનું હતું : "દુનિયાના બધા દેશોના રાષ્ટ્રધ્વજ ફરકતા



મેં જોયા. એક મારા દેશનો કોઈ ધ્વજ નહીં! મન ખિન્ન થયું. ના, યુનિયન જેક અમારો ધ્વજ નથી. આજે જે મેં ફરકાવ્યો તે અમારો ઝંડો છે. મુક્ત દેશનો ધ્વજ. ધ્યાન રાખો, એવા સ્વતંત્ર રાષ્ટ્રધ્વજનો આજે, અહીં જન્મ થઈ ચૂક્યો છે. ભારતના ફૂલમલિયા સેંકડો યુવાનોના બલિદાનોનાં લોહીમાંથી એ સર્જાયો છે. સદ્‌ગૃહસ્થો, ઊભા થાઓ, અમારા સ્વાધીનતાના રાષ્ટ્રધ્વજને ગૌરવવન્દના કરો...."

શ્રીમતી કામાએ ઘોષણા કરી; ભારતને સ્થાનિક સ્વરાજ નહીં, 'સંપૂર્ણ સ્વરાજ' ખપે છે. એનાથી લેશમાત્ર ઓછું નહીં....વંદેમાતરમ્!

કામાએ પોતાનું ભાષણ સમાપ્ત કર્યું અને સભાગૃહ તાળીઓના ગડગડાટથી ઘણી મિનિટો લગી ગાજતું રહ્યું.

ઠરાવને ટેકો હીંડમેને આપ્યો.

બ્રિટિશ આગેવાનોએ વિરોધ કર્યો.

પણ બહુમત શ્રીમતી કામાની સાથે હતો, ઠરાવ પસાર થયો.

બીજા દિવસે દુનિયાભરનાં અખબારોમાં મોટાં મથાળે સમાચાર ચમક્યા : ભારતીય મહિલાએ રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. સંપૂર્ણ સ્વરાજનો ઠરાવ પસાર થયો....

ભારતમાં યે આ સમાચાર પહોંચ્યા. દુનિયાના પ્રતિનિધિઓ સમક્ષ પોતાની સ્વાધીનતાનું પ્રતીક ચમક્યું તેણે અનેકોનાં હૈયાંને થનગનાવી મૂક્યાં.

આઝાદી જંગ માટે તત્પર દેશ એક નવા પ્રાણનો સંચાર કરતો હતો.

દેશમાં અને વિદેશોમાં એ પછી જ્યાં જ્યાં દેશભક્તોનો સંઘર્ષ ખેલાતો ત્યાં આ ધ્વજ અચૂકપણે લહેરાવવામાં આવતો.

ભારતનો એ સમયનો ગુપ્તચર વડો અધિકારી જેમ્સ કેમ્પબેલકર નોંધે છે કે 'ઇન્ડિયા હાઉસ'ની એવી એક સભામાં અમારો જાસૂસ હાજર હતો. તેણે જોયું કે બિપિનચંદ્ર પાલના ભાષણ દરમિયાન હર્ષનાદ થતા હતા. આ સભામાં શ્રીમતી કામાએ સોનેરી કપડાંનો બનેલો રાષ્ટ્રધ્વજ પણ ફરકાવ્યો...."

લંડન અને પારિસ બન્ને જગ્યાએથી આ પ્રવૃત્તિ જોર પકડવા માંડી.

સેનાપતિ બાપટ બર્લિનથી બૉંબવિદ્યાનું પુસ્તક લઈ આવ્યા. હેમચંદ્રદાસ અને હોતીલાલ વર્મા – બે વિદ્યાર્થીઓ તે લઈને ગુપ્તવેશે ભારત જવા નીકળ્યા. હોતીલાલે સિંગાપુરમાં અંગ્રેજ લશ્કરમાંના ભારતીયોની ગુપ્ત બેઠક લીધી. ત્યાંથી અમેરિકા, ચીન અને જાપાન ગયા, ને છેવટે ભારત પહોંચ્યા. બાપટ સીધા ભારત ગયા અને લોકમાન્યને મળ્યા. 'ઇન્ડિયા હાઉસ'ની પ્રવૃત્તિનો ચિતાર આપ્યો.

કર્મઠ નેતા શ્યામજી અને સાવરકરના નિર્દેશે ગળ-ગળા બની ગયા.

હેમચંદ્રદાસ જઈને બારીન્દ્ર ઘોષને મળ્યા. બારીન્દ્ર તો શબ્દ અને શસ્ત્ર બંનેના પૂજારી! 'માણિકતોલા બાગ' ષડયંત્રમાં પકડાયા ત્યારે પોલિસને જાણ થઈ કે અરે, આ તો અરવિંદ ઘોષનો લાડકો ભાઈ બારીન્દ્ર! ગુજરાતમાં



ચાણોદ નજીક નર્મદાકાંઠે ખૂબ ધુમકંકડી કરી હતી તેણે. છેવટે 'પરશપાથર' (પારસમણી) મળ્યા તે વિષ્ણુ ભાસ્કર લેલે. ક્રાંતિની અગ્નિદીક્ષા મળી, સુરત કૉંગ્રેસમાં હલચલ મચાવી, મુઝફ્ફરપુરમાં બૉંબ ફાટ્યો તેની કડી માણિકતોલામાં મળી....હેમચંદ્રદાસ તેમની સાથે હતા. બારીન્દ્રની ફાંસીની સજા પછીથી કાળાપાણીમાં પરિવર્તિત થઈ. હેમચંદ્ર પણ તેની સાથે.

ક્યાં 'ઇન્ડિયા હાઉસ'?

—અને ક્યાં કાળાપાણીનું આંદામાન!

કેટલા બધા અ–જાણ યુવકોએ પોતાનાં અસ્તિત્વને મિટાવી દીધું છે, આપણી આઝાદી માટે! પારિસમાં, શ્યામજી – સરદારસિંહ તો લંડન કરતાંયે વધુ સક્રીય હતા. મદન જાધવ અને હેમચંદ્રદાસને અહીંથી લશ્કરી શિક્ષણ અપાયું હતું. રાણા પોતે, ઝવેરાતના વેપારની સાથે 'બૉંબ નિષ્ણાત – બની ગયા. શ્યામજીને તે કહેતા: જે દિવસે હીરા હાથમાં નહિ હોય, બૉમ્બ હશે....

ભારતમાં એ વર્ષે ફાંસીના માંચડે ચડ્યા હતા કન્હાઈલાલ દત્ત અને સત્યેન્દ્ર બસુ. કન્હાઈને દરેક બંગમાતાએ પોતાનો પુત્ર અને દરેક યુવતિએ પોતાનો ભાઈ માનીને આંસુની અંજલિ આપતાં હૈયાફાટ રુદન સાથે ગાયેલું.

આ બન્નેનાં અસ્થિ પહોંચ્યાં છેક લંડન અને પારિસ! લંડનમાં રાણાના પ્રમુખસ્થાને મળેલી સભામાં આ હુતા-ત્માઓને વંદના કરાઈ.

....અને થોડાક દિવસોમાં ભારતથી ખબર આવ્યા કે સરદારસિંહને લીંબડીની રાજગાદી મળી શકે તેમ હતી. તેમણે ગુલામ દેશમાં, ગુલામ રજવાડું ભોગવવાની ના પાડી દીધી.

પાછળથી બ્રિટિશ સરકારે જ તેમના પર પ્રતિબંધો મૂકી દીધા!

શ્રીમતી કામા અમેરિકાના પ્રવાસ દરમિયાન રાણા - શ્યામજીને પત્રો લખીને માહિતી પૂરી પાડતા હતા તે પ્રોત્સાહક હતી.

એક પત્રમાં લખ્યું : ' જેમ આપણે લંડનમાં ' ઇંડિયા હાઉસ 'ની સ્થાપના કરી તેમ અહીં અમેરિકામાં પણ ' ભારત ભવન' ખુલ્લું મૂકાયું છે. તેનો કર્તાહર્તા છે માઈરોન ફિલિપ્સ!'

બીજા પત્રમાં : ' આપણાં અખબારની જેમ અહીંથી જ્યોર્જ ફ્રીમેને ' ગેલિક અમેરિકન ' શરૂ કર્યું છે. હેતુ - ભારતની આઝાદીનો! આ ફ્રીમેન વાસ્તવમાં આયર્લૅન્ડનો બળવાખોર છે. મૂળ નામ ફિટ્ઝરાલ્ડ. ઓગણીસની વયે લશ્કરમાં જોડાયેલો. ક્રિમિયાની લડાઈમાં ભાગ લીધો અને અહીં આવ્યો ત્યારથી ભારતની આઝાદીમાં રસ લેતો થયો છે.'

ત્રીજો પત્ર : ' રાણા સાહેબ, ન્યૂયોર્કમાં ' ઇન્ડો અમેરિકન કલબ ' ફ્રીમેન ચલાવે છે....અહીં ભારતમુક્તિનાં ભાષણો થયાં....આપણાં અખબારો માટે ' ફ્રીમેન ' કામ આપશે....

શ્રીમતી કામાનો ઉત્સાહ પ્રચંડ સમુદ્ર તરંગો જેવો હતો. ચૈન નહીં, શાંતિ નહીં....બસ, ક્રાંતિ! તેમણે શરૂ કરી દીધું એક વધુ અખબાર.



નામ ' વંદેમાતરમ્!

મથાળે લખ્યું : ભારતીય સ્વાધીનતાનું મુખપત્ર.

પ્રકાશન સ્થાન : મેડમ કામા, જીનિવા. સ્વીત્ઝરલૅન્ડ.

પહેલો અંક ૧૦ સપ્ટેમ્બર, ૧૯૦૯.

પહેલા અંકના તંત્રીલેખમાં શ્રીમતી કામાએ લખ્યું છે : ભારતીય સ્વાધીનતા જંગ માટેના ત્રણ તબક્કા છે. એક, લોકોને તે માટે શિક્ષિત કરવા - બીજું યુદ્ધ આરંભવું અને છેવટે આઝાદીનું નવનિર્માણ.

શ્રીમતી કામા અમેરિકી બુદ્ધિજીવીઓ અને અખબારોમાં પ્રિય થઈ પડ્યાં હતાં. ન્યૂયોર્કમાં તેમનું યાદગાર ભાષણ થયું ઑકટોબર, ૧૯૦૮માં. તે ઘણા બૌદ્ધિકોએ નોંધ્યું છે તેમ " ભારે અસરકારક " હતું.

પરિણામ ?

લંડનમાં શ્રીમતી કામાની એક લાખની મિલ્કત હતી તે જપ્ત થઈ.

—અને લંડનમાંથી હદપારી.

પણ તેથી શું ?

શ્રીમતી કામા, સરદારસિંહ અને શ્યામજી ભલે લંડન નહોતા, ' ઇંડિયા હાઉસ ' તો હતું ને ?

હજુ તેને આંચ આવી નહોતી.

ત્યાં હવે બૉંબની પ્રયોગશાળાઓ ખૂલી હતી. બાપટ જતાં જતાં કહી ગયેલા કે ભારતમાં કાં તો પાર્લામેન્ટ પર બૉંબ ફેંકાશે કાં ભારતમંત્રી મોર્લિને ખતમ કરાશે.

સાવરકર કહે : બહુ ઉતાવળા ન થશો. આપણા ધૈર્યની કસોટી છે.

લાલા હરદયાળ પણ ભારત જઈ ટિળકને મળીને પંજાબમાં મોટા પાયે બળવાની તૈયારી કરતા હતા. ત્યાંથી તેમણે શ્યામજી કૃષ્ણવર્માને લખ્યું : પંડિતજી, 'હોમરુલ 'થી હવે નહીં ચાલે; હવે તો પ્રચંડ વિપ્લવ !

બ્રિટિશ સરકારને લાગ્યું કે ઇંડિયા હાઉસમાં રાણા, કૃષ્ણવર્મા વગેરેની મોટી શિષ્યવૃત્તિઓ લઈને જે વિદ્યાર્થીઓ ભણવા આવે છે તે વાસ્તવમાં ભણવાને બદલે 'રાજદ્રોહ 'માં ગળાડૂબ રહે છે.

આની તપાસ કરવા માટે બે સભ્યોની સમિતિ નિમાઈ. એક સર વિલિયમ લી વોર્નર અને બીજા સર કર્ઝન વાયલી.

આ વાયલી સાહેબ તો શ્યામજી કૃષ્ણવર્માને ઉદયપુરના દિવાન હતા ત્યારથી જ જાણતા હતા. બન્ને સભ્યોની સમિતિએ અહેવાલ આપી દીધો.

એના સમર્થનરૂપે કે હા, ઇન્ડિયા હાઉસ 'ક્રાંતિનું છાત્રાલય ' છે, ૧૯૦૮ની દસમી મે એ આગલાં વર્ષ કરતાં વધુ તીવ્રતાથી, ૧૮૫૭ની સ્વાતંત્ર્યસંગ્રામની અર્ધશતાબ્દીનો મહોત્સવ ઊજવાયો ! એ પહેલાં 'શિવાજી ઉત્સવ ' પણ થઈ ગયો અને 'વન્દેમાતરમ્ ' જેવું એક બીજું સૂત્ર રચાયું :

સ્વાતંત્ર્યલક્ષ્મીની જય હો !

સ્વતંત્રતા ખરી પણ દરિદ્રી દેશની નહીં, વૈભવ સંપન્ન ભારતની. જ્યાં મુક્તિનું વાતાવરણ હોય અને શ્રીની



સમૃદ્ધિ હોય...

દસમી મે એ રવિવાર હતો.

બપોરે ચાર વાગે કાર્યક્રમ શરૂ થયો. 'ઇંડિયા હાઉસ ' નો સભાખંડ સુંદર રીતે શણગારાયો હતો. ૧૮૫૭ના સેનાનીઓનાં ચિત્રોથી રંગીન પરદા શોભતા હતા. લંડન, ઑક્સફર્ડ, કેમ્બ્રિજ, સાયરેન્સ્ટર, રેડીંગ વગેરે સ્થાનોએથી યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં આવ્યા હતા. સભાખંડ ચિક્કાર હતો એટલે મોડા પડેલાઓને બહાર માર્ગ પર ઊભું રહેવું પડયું.

પહેલાં રાષ્ટ્રીય ગીત થયું. વી. એસ. અય્યરે પ્રાર્થના ગાઈ. સાવરકર બોલ્યા. હજુ હમણાં જ તેમણે ૧૮૫૭ વિષેનું પુસ્તક પૂરું કર્યું હતું. ખાન, દાસ, બેરુલેકર, માસ્તર, રાયપેન વગેરેએ ૧૮૫૭ના એકેક વીરચરિત્રનો પરિચય આપ્યો. શ્યામજી, શ્રીમતી કામા વગેરેના સંદેશા આવ્યા હતા. શ્રીમતી કામાએ લખ્યું હતું : ધ્યેય પ્રાપ્તિનું દશ્ય જોવા આપણે ભાગ્યવાન ન પણ હોઈએ પણ સુદૂરનાં ધ્યેય માટે મરી ફીટવાનું ભાગ્ય તો છે જ. Remember. Freedom is a conquest and never a request. સ્વતંત્રતા શક્તિથી મળે છે, બક્ષીસથી નહીં.

પ્રમુખસ્થાનેથી સરદારસિંહ બોલ્યા. એક મહિનાને 'તપસ્યાવ્રત 'નો મહિનો જાહેર કરાયો. ૧૮૫૭નાં વિપ્લવ–પ્રતીક રોટીનો 'પ્રસાદ ' અપાયો. શ્રીમતી દત્તે છેવટે રાષ્ટ્રગીત ગાયું.

६

# "ધિંગરા અને વાયલીવધ"

આ દિવસે વિતરીત કરાયેલી પત્રિકા 'ઓ હૂતાત્માઓ!' વિષે 'લંડન ટાઇમ્સ'ના સંવાદદાતાએ તિરસ્કારથી લખ્યું: 'ભારોભાર ક્રાંતિકારી બળવાનો આમાં સંકેત છે.' વાત સાચી હતી. ૧૮૫૭ના નરવીર અને વીરાંગનાઓનાં જીવનયશને છલકાવતી આ પત્રિકાનો અંત હતો: 'ઓ બલિદાનીઓ! તમારાં રેડેલાં લોહીનો બદલો લેવામાં આવશે. વન્દેમાતરમ!'

થયું એવું કે ગોપાળકૃષ્ણ ગોખલે એ દિવસે લંડનમાં હતા. તેમણે આ કાર્યક્રમની વિગતો જાણીને નાખુશી બતાવી. પણ આવી નાખુશીની યુવકોને શી પરવા? સમારંભમાં બધાંને એકેક વીરમુદ્રા અપાઈ હતી, યુવકો તે પોતાનાં શર્ટ-કોટ પર છાતીએ લગાવીને ગૌરવપૂર્વક ફરતા હતા.



સાયરેન્સ્ટર કૉલેજમાં વડાની નજરમાં આ આવ્યું. તેણે પોતાની કૉલેજમાં ભણતા બે યુવકોને બોલાવ્યા.

—શું નામ તમારું?

—હરનામસિંઘ.

—અને તમારું?

—રફિક મોહમ્મદખાન.

—આ શેના માનચાંદ લટકાવ્યા છે?

—અમારા દેશે જે લડાઇ કરી હતી, ૧૮૫૭માં—'

—૧૮૫૭ની લડાઈ? એ તો રાજદ્રોહ હતો. તમારે રાજદ્રોહી બનવું છે?

—જો એમ ગણતા હો તો તેમ.

—આની શું સજા છે, જાણો છો?

—હા. બહુબહુ તો કૉલેજમાંથી બરતરફી. અમે તૈયાર છીએ....

બન્નેને કૉલેજમાંથી રદ કરવામાં આવ્યા.

લંડનમાંના ભારતવાસીઓએ બન્નેનું જાહેરમાં સન્માન કર્યું.

—અને તે બન્ને ઇન્ડિયા હાઉસની પ્રવૃત્તિમાં લાગી ગયા.

ધીંગરા મદનલાલની વીરમુદ્રા જોઈને અંગ્રેજ તિરસ્કારથી હસ્યો કે તરત ધીંગરાના હાથની મજબૂત થપ્પડ પડી.

આ બધી ઘટનાઓનો અહેવાલ આપતાં 'લંડન ટાઇમ્સ'માં લખાયું: આ બધું શરૂ થયું 'ઇન્ડિયા હાઉસ'ના કાર્યક્રમથી. અને તેની પાછળ શ્યામજી કૃષ્ણવર્માનો હાથ છે....

પારિસથી કૃષ્ણવર્માએ તેના તંત્રીને લખ્યું : 'મને પારિસમાં પણ આટલો યશ આપવા માટે તમારો આભાર. હું તે કાર્યક્રમનો સંપૂર્ણ ટેકેદાર છું.'

....અને, 'લંડન ટાઈમ્સ'ના સિમલાના પ્રતિનિધિએ અહેવાલ મોકલ્યો કે 'લંડનની 'ઓ હૂતાત્માઓ' પત્રિકાઓ અહીં ઘણાની પાસે જોવા મળી છે.

શ્યામજીએ ભારતનાં તિન્નાવેલીમાં ભારતીયોને ગોળીએ દેવાયાની ઘટનાની નોંધ સાથે 'સોશિયોલોજિસ્ટ'માં લખ્યું કે ગુપ્ત ક્રાંતિની પ્રવૃત્તિનો સમય પાકી ગયો છે.

દૂર ભારતથી જે સમાચારો આવતા હતા તે અહીંના ક્રાંતિકારોને પીડા આપે તેવા હતા. સાથોસાથ વધુ પુરુષાર્થનું જોમ પણ મળતું હતું.

૧૯૦૮ની જુલાઈની ૨૩મીએ ભારતના મહાન નેતા લોકમાન્ય ટિળકને છ વર્ષની દેશનિકાલની સજા થઈ.

ટિળકને સજા ? તે ય છ વર્ષની ?

દેશ આખો સ્તબ્ધ બની ગયો.

લંડનમાં ટિળકની સજાની વિરુદ્ધમાં તરત સભા થઈ. જે. એમ. પારેખ પ્રમુખપદે હતા. લંડન આવેલા ગોખલેને પણ આમંત્રણ અપાયેલું પણ તે આવ્યા નહીં; તેમની ટીકા કરતો ઠરાવ પણ થયો. બ્રિટિશ કાઉન્સિલમાં રજૂઆત કરવા દાદાસાહેબ ખાપર્ડે અને કરંદીકર ભારતથી લંડન આવ્યા. તે શ્યામજીને પણ મળ્યા.

ઓકટોબરની સોળમીએ ઉજવાયો બંગભંગ વિરોધ દિવસ. લાલા લજપતરાયે સિંહનાદ કર્યો. સાવરકર બોલ્યા.



બિપિનચંદ્ર પાલે કહ્યું : 'મારું હૃદય તો અત્યારે ત્યાં છે. – ટિળક અને અરવિન્દ જે જેલમાં છે, ત્યાં.'

ગોખલેએ શ્યામજી કૃષ્ણવર્માની પ્રવૃત્તિ વિષે જાહેરમાં ટીકા કરી તો તુરત 'ઇન્ડિયન સોશિયોલોજિસ્ટ'માં સણસણતો જવાબ મળ્યો : ગોખલેજી, તમે આ ખુદીરામ વગેરે તરુણોનાં કૃત્યોને ભલે 'હિન્દશત્રુઓના ગૂન્હા' તરીકે માન્યાં હોય. ખરેખર તો ભારત પર સાચુકલો પ્રેમ રાખનારા આ યુવકોનાં બલિદાનને દેશપ્રેમ તરીકે જ માનશો.' આની સાથોસાથ તેમણે ખુદીરામ બોઝનાં માતાપિતાને આર્થિક સહાય મોકલી અને તેમનાં નામની તખ્તી 'ઈન્ડિયા હાઉસ'માં મૂકાવી.

એક પછી એક તીવ્ર કાર્યક્રમો થતા જ રહ્યા.

—ઇંગ્લેંડમાંના ભારતવાસીઓની સભા.

—ડૉ. કુમારસ્વામી દ્વારા સંપૂર્ણ સ્વરાજનો ઠરાવ.

—શ્રીમતી કામા દ્વારા વિવિધ દેશોના હૂતાત્માઓને અંજલિ.

—ગુરુ ગોવિંદસિંઘ જન્મતિથિની ઉજવણી.

—'વન્દેમાતરમ ખાલસા' પત્રિકાઓનું લશ્કરી જવાનોમાં વિતરણ.

આવા એક કાર્યક્રમમાં ગરબડ પેદા થઈ. ચત્રભુજ અમીને ગુપ્તાના સોગંદ લીધા હતા એટલે સાવરકરે તેને પિસ્તોલ, કારતૂસોની પેટીઓ વગેરે લઈ ભારત મોકલ્યો. સાવરકરના ભાઈ બાબારાવ સાવરકરને સામગ્રી પહોંચાડવાની હતી.

પણ બાતમી ફૂટી ગઈ.

બાબારાવ પકડાયા. અને તેમને આજીવન કાળાપાણીની સજા થઈ.

'ઇન્ડિયા હાઉસ'માં બધા આ સમાચારથી ખિન્ન થયા. સાવરકરનું લોહી હવે તપી ગયું હતું પણ રાણા – શ્યામજીએ તેમને ઠંડા પાડ્યા.

અંગ્રેજી છાપાંઓમાં શોરબકોર ચાલુ હતો. 'ઇન્ડિયા હાઉસ'ની આસપાસ હવે પોલિસ ગુપ્તચરો સાબદા થઈ ગયા હતા.

ત્યાં એક વિક્ષોભક ઘટના બની.

કુંજવિહારી ભટ્ટાચાર્ય તેજ તોખાર યુવક. 'ઈન્ડિયા હાઉસ'માં તેની કાયમી બેઠક. એક બપોરે એથેનિયન કલબ પાસેથી તે ફરવા નીકળ્યો હતો ત્યારે સર ડબ્લ્યુ લી. વૉર્નર પણ બહાર રસ્તા પર હશે.

કોઈક બાબતમાં બન્ને વચ્ચે તું–તાં થઈ.

લી વૉર્નરે 'ઇંડિયન સ્ટુપીડ' શબ્દ વાપર્યો કે તરત ભટ્ટાચાર્યે તેને બે થપ્પડ લગાવી દીધી. લી વૉર્નર સાથેના ઝઘડા પાછળ કારણો હતાં. દિવસોથી પ્રચાર શરૂ થયેલો કે બંગાળી છોકરાઓને લંડનમાંથી હાંકી કાઢવા જોઈએ. આ પ્રચારની પાછળ લી વૉર્નર હતા એટલે ભટ્ટાચાર્યે કામ માથે લીધું. એક અરજી લઈ ને તેણે તે દિવસે લી. વૉર્નરને કહ્યું : 'આ અરજી ચોર્લી સાહેબને મોકલી આપશો ?'

લી વૉર્નર : 'હટ્ નીગર!'



—અને તેનો તરત જવાબ મળ્યો. લી વૉર્નર રસ્તાની વચ્ચે ગડથોલિયાં ખાઈ ગયા.

થોડાક દિવસ પછી એક ઓર ભટ્ટાચાર્ય પહોંચ્યો વૉર્નર પાસે. નામ વાસુદેવ.

લી વૉર્નરે તપીને કહ્યું : 'શું છે ?'

વાસુદેવ કહે : 'આ પત્ર છે અને એમાં લખ્યું છે કે લી વૉર્નરે કુંજવિહારી ભટ્ટાચાર્યને ગાળ આપી હતી તેની માફી માંગવી જોઈએ.'

લી વૉર્નર : 'વ્હૉટ' અને એક ગાળ બોલ્યો.

જવાબમાં વાસુદેવે હાથનો પરચો બતાવ્યો.

વાસુદેવને એક મહિનાની સજા થઈ.

વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય જેવા તીખા યુવકો વધુ સક્રીય બન્યા હતા.

દરમિયાન સરકારી કરડી નજરને કારણે વારંવાર પરિવર્તન થતા રહ્યાં.

'ઇંડિયા હાઉસ'ના મુખ્ય વ્યવસ્થાપક તરીકે હૈદર રઝાને નિયુક્ત કરાયા. તેણે કહ્યું કે સરકાર મને ચળવળ કરતો રોકશે તો હું બ્રાઝીલ જઈને લડત આગળ ચલાવીશ.'

શ્યામજીએ એક વધુ વિચાર વહેતો કર્યો. તેણે શોધ કરી કે છેક ૧૯૦૨માં બ્રિટનની એક યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ સત્તાવાળાઓને હંફાવવા માટે અસહકારની, Passive resistanceની ચળવળ ચલાવેલી. શા માટે ભારત તેમ ન કરી શકે?

આ વિચારના એક દાયકા બાદ ગાંધીજીએ 'સવિનય પ્રતિકાર'ની લડત હિન્દમાં ચાલુ કરી હતી.

'ઇંડિયન સોશિયોલૉજિસ્ટ' તો ગમે તેમ બંધ થાય એવી હિકમત ચોતરફથી અજમાવાઇ રહી હતી.

આ નાનકડું છાપું પોતાનાં અસ્તિત્વ માટે કાનૂની છટકબારીથી માંડીને કેટલી બધી વ્યૂહરચનાઓ લડી રહ્યું હતું ?

પહેલાં તેનું પ્રકાશન ૨૦, સેંચ્યુરી પ્રેસમાં શરૂ થયું. પછી તેના મુદ્રક આર્થર હોસેલને સજા થઈ.

એટલે બીજા સ્વાતંત્ર્યવાદી ગાય-દ-અલ્ક્રેડે તેનું સંચાલન હાથમાં લીધું.

તેને પણ સજા થઈ.

હવે શું કરવું ?

લંડનમાં તો કોઈ માઈનો લાલ હાથ પકડે તેમ નહોતું. બધા બ્રિટિશરો અને છાપખાનાંઓ પણ તેમના હાથમાં. કોઈ છાપવાનું સાહસ કરે તો પોલિસ પહોંચી જાય અને 'રાજદ્રોહી' છપાઇકામ માટે મુદ્રકને પકડી લે.

કોણ તૈયાર થાય ?

છેવટે રાણા – સાવરકર – શ્યામજી વિચારણા માટે સાથે બેઠા.

નક્કી કર્યું કે આપણે જેમ કેટલાકે લંડન છોડીને પારિસ જવાનું બન્યું છે તેમ આ અખબારનું પણ સ્થળાંતર કરવું.

—પણ તેનું અસ્તિત્વ તો ટકાવવું જ.



કારણ, વિદેશોમાં પ્રગટી ચૂકેલી ભારતીય સ્વાધીનતા જંગની અગનજ્વાળાનું એ શાનદાર પ્રતીક હતું, મુખપત્ર હતું.

'સોશિયોલૉજિસ્ટ' પારિસ ગયું.

લંડનમાં સરકારે શ્યામજી કૃષ્ણવર્માનાં બ્રિટનમાં આગમન પર પ્રતિબંધ મૂક્યો. તેમની ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં શરૂ થયેલી "સ્પેન્સર છાત્રવૃત્તિ" પણ બંધ કરવી એવું જણાવાયું.

પણ ઑક્સફર્ડના શિક્ષણકારો કાચી માટીના નહોતા. તેમણે સરકારને પડકાર કર્યો : વિદ્વાને તમારા આ દ્વેષ સાથે શો સંબંધ ? સ્પેન્સર છાત્રવૃત્તિ બંધ નહીં કરાય.

એ છાત્રવૃત્તિ ચાલુ રહી.

'ઇંડિયા હાઉસ'માં હવે રહ્યા હતા સાવરકર અને તેમના ઉગ્ર સાથીદારો. સૌના મનમાં ઉત્પાત હતો. અમારું અખબાર ખસેડવું પડે, શ્યામજી કૃષ્ણવર્માને આવવાની મનાઇ ફરમાવવામાં આવે....આ બધું ક્યાં સુધી સહન કરવું ?

સાવરકર 'અઢારસો સત્તાવન' પુસ્તકનું અઠવાડિક સભામાં વાંચન કરી રહ્યા હતા. બધા વિદ્યાર્થીઓ ઇતિહાસમાં ખોવાઈ ગયેલી અસ્મિતાને પામ્યાનો અનુભવ કરતા થયા હતા. નક્કી કર્યું કે દર વર્ષે 'વિપ્લવ દિવસ' પણ ઊજવવો.

દૂ...ર દેશાંતરે ખબર મળ્યા કે નાશિક-કાંડમાં સાવરકરના બંધુને સખત સજા થઈ છે.

સભા થઈ. સાવરકર બોલ્યા. એ ભાષણ જ્વાળામુખીની યાદ તાજી કરતું હતું.

'કંઈક કરવું જોઈએ'નો નિશ્ચય ધીમેધીમે આકાર લેતો થયો ને છેવટે તેની ચરમસીમા આવી જુલાઈમાં.

૧૯૦૯નો જુલાઇ મહિનો લંડન જ નહીં, સમગ્ર બ્રિટિશ સામ્રાજ્યવાદને ખળભળાવી ગયો હતો. એ દાયકા પછી ભારતમાં જે વિસ્ફોટ ભગતસિંહે સર્જ્યો હતો તેવો આ યાદગાર વિક્ષોભ.

તેનો વીર નાયક મદનલાલ ધીંગરા.

ધીંગરા પંજાબમાં, સુખી માબાપને ત્યાં જન્મેલો. પણ કયાંય ચેન પડે નહીં, હજુ બાવીસનો થયો ત્યાં તો ઘર છોડીને ભાગ્યો સ્ટીમરમાં કોલસા નાખનારાઓના મદદનીશ તરીકે કામ કરતાં કરતાં લંડન પહોંચ્યો અને ત્યાં એન્જિનિયરીંગના અભ્યાસમાં જોડાયો.

થોડાક સમયમાં તેનો સંપર્ક 'ઇંડિયા હાઉસ' સાથે થયો અને તેને જોઈતું ક્ષેત્ર મળી ગયું.

ત્યાં મળ્યા સાવરકર.

પારસમણિનો સ્પર્શ થયો જાણે.

બંને સારા મિત્રો બની ગયા.

મદનલાલ 'ઇંડિયા હાઉસ' આવે, ચર્ચા કરે. સ્વભાવ રંગીલો. ઠાઠમાઠથી રહેવાનો શોખ. રમૂજ કરી લે. એક



દિવસ 'ઇંડિયા હાઉસ'માં ઉપલા માળે વ્યાખ્યાન ચાલતું હતું ને નીચે ભાઈસાહેબ ગ્રામોફોન વગાડતા હતા....રસ્તા પરની યુવતીઓને તેમાં રંગત આવી ગઇ!

સાવરકરે બીજા દિવસે મદનલાલને ઠપકો આપ્યો. તે ગંભીર બની ગયા. થોડાક દિવસ 'ઇંડિયા હાઉસ'માં દેખાયા નહીં. સાવરકરને ચિંતા થઈ.

ત્યાં એક દિવસ મદનલાલ દેખાયા.

'અરે ધિંગરા, કયાં હતા આટલા દિવસ?'

'તમારો મિત્ર ચિંતનમાં ડૂબ્યો હતો' ગંભીરતાથી હસીને તેણે કહ્યું.

...પછી એક સવાલ કર્યો : 'સાવરકર, Do you think of Martyrdom has really come?

આ કંઈ એમ જ પૂછાયેલો સવાલ નહોતો. મદનલાલના મનમાં વિચારોનો ઝંઝાવાત ઊઠયો હતો. મા-બાપ, ભાઈ તો પોતાનાથી સખત નારાજ હતા. કર્ઝન વાયલીને અને ધિંગરા – પરિવારને મૈત્રીના સંબંધો હતા. વાયલીને જ્યારે જાણ થઈ કે મદનલાલ તો શ્યામજી સાવરકરની સાથે હળેભળે છે તો તેને ખૂબ ચિંતા થઈ. ફફડાટ પણ થયો. મદનલાલના ભાઈને બોલાવ્યા. ભાઈ કહે : હવે શું કરવું? મદનલાલ અમારું તો કશું માને તેમ નથી. વાયલીએ કહ્યું : ચિંતા ન કરો. થોડા મહિનાઓમાં હું ઇંગ્લેંડ જવાનો છું. મદનલાલને સમજાવી લઈશ. પિતાએ તેમને લખ્યું : તું

મારો પુત્ર થઈને શ્યામજી જેવા રાજદ્રોહીની સંગતે ચઢયો તે બરાબર નથી.

....અને ત્યાં વાયલીનો એપ્રિલ મહિનામાં મદનલાલ પર પત્ર આવ્યો હતો: હું થોડાક દિવસમાં જ લંડન આવું છું. મને ચોક્કસ મળજે. મારે તારા અને પરિવારના હિતની વાત કરવી છે.

મદનલાલ સમજતા હતા કે વાયલી શું કરવા માંગે છે ? શ્યામજીએ વાયલીનું અસલ 'ચરિત્ર' મદનલાલને વર્ણવી બતાવ્યું હતું....અને બ્રિટિશ સામ્રાજ્યવાદના પ્રતીક જેવા આ ગોરા અફસરને બોધપાઠ આપીને જગતને ખળભળાવવાનું 'અવતાર કાર્ય' પોતે કરવાનું છે એમ મદનલાલનો સંકલ્પ દૃઢ થતો ગયો.

તેણે પિસ્તોલ ખરીદી.

નિશાનબાજીનું શિક્ષણ મેળવ્યું.

એપ્રિલમાં 'ઈંડિયા હાઉસ' છોડીને શ્રીમતી મોરિસને ત્યાં 'પેઈંગ ગેસ્ટ' તરીકે રહ્યા. સાવરકર જાણતા હતા કે આ બધી નિશ્ચિત યોજનાઓ હતી, એક વિસ્ફોટક ઘટનાની પૂર્વતૈયારી.

જૂન મહિનામાં લોર્ડ કર્ઝનના પ્રમુખપદે રોયલ ઇન્સ્ટિટ્યુટમાં સર બ્રેનફિલ્ડ ફુલ્લરનું ભાષણ હતું.

સદ્દનસીબે ફુલ્લર બચી ગયા કેમકે વ્યાખ્યાનખંડના



દરવાજા બંધ થઈ ગયા હતા.

ત્યાં એક વધુ સમારંભની જાણ થઈ. ૧૯૦૯ની જુલાઈની પહેલી તારીખે 'ઇંડિયન એસોસિયેશન'નો વાર્ષિક કાર્યક્રમ થવાનો હતો તેમાં વાયલી આમંત્રિત મહેમાન તરીકે હાજર રહેવાના હતા.

વાયલીને 'પરિવારના હિતેચ્છુ' તરીકે એક વાર મદનલાલ મળી આવ્યા. તેણે સલાહ આપી કે રાજદ્રોહીઓ સાથે રહેવામાં ભલીવાર નથી.

પછી કહે : આપણે ફરી મળીશું.

મદનલાલ : જરૂર મળીશું.

—અને મળ્યા.

પહેલી જુલાઈની સાંજે.

એ પહેલાં ધિંગરા બપોરે જ પોતાના નિવાસસ્થાનેથી નીકળ્યા. એક ભારતીય રેસ્ટોરાંમાં ગયા. શિવજીની પ્રસાદી ચાદ આવી. પૂણ્યકાર્ય પૂર્વેની પ્રસાદી. ભાંગ પીધી.

સાંજે કાર્યક્રમ-સ્થાન તરફ નીકળ્યા.

બસો નાગરિકોને આમંત્રણ અપાયું હતું. સર કાવસજી જહાંગીર, પ્રિન્સેસ સોફિયા, ફાજલભાઈ કરીમ ઇબ્રાહિમ વગેરે હાજર હતા.

રાતના આઠેક થયા હશે અને ઝળાહળાં અજવાળામાં ધિંગરા પણ પહોંચ્યા. સુંદર અપ-ટુ-ડેટ પરિધાન. મોં

પર હાસ્ય. આંખોમાં ચમક. ઘણા પરિચિતો મળ્યા. હસ્તધૂનન કર્યું. મિસ બેક એસોસિયેશનના મંત્રી હતા. પૂછયું : 'કયારે સ્વદેશ જવાના છો, ધિંગરા ?'

મદનલાલ : 'છેલ્લી પરીક્ષા બાકી છે. એ પૂરી કરીને ઑકટોબરમાં તો નીકળી જઈશ.'

સંગીતની તરજો, ખાણીપીણી અને ગપસપમાં દસ વાગ્યા.

'ઓહ્, કર્નલ વાયલી આવી રહ્યા છે….'

સૌનું ધ્યાન હવે તેમના પર હતું. ભારતમાં આ માણસ રાજતંત્રની ચાવીરૂપ હતો. કર્નલ વાયલી, ફાજલભાઈ વગેરે પ્રવેશ્યા એટલે સૌ ળળીળળીને હાથ મેળવવા માંડયા.

લગભગ અગિયાર વાગે સમારંભ પૂરો થવા તરફ હતો. વાયલીનાં ગરમ કપડાં લેવા મિસિસ વાયલી બીજા રૂમ તરફ ગયાં ત્યારે મદનલાલ વાયલી પાસે આવ્યા.

'ઓહ ધિંગરા….' તે બોલ્યો.

મદનલાલે હોઠ ફફડાવ્યા. વાયલીને લાગ્યું કે તે કંઈક કહેવા ઇચ્છે છે એટલે નજીક આવ્યા.

અને ધિંગરાએ કોટમાંથી બેલ્જિયમ રિવોલ્વર કાઢીને ધડાધડ ગોળી છોડી.

પહેલી ગોળી.

વાયલી બે ડગલાં પાછળ.

બીજી ગોળી માથામાં.



ત્રીજી.

ચોથી.

વાયલી ઢળી પડયો.

મિનિટોમાં થયેલા આ ઝંઝાવાતમાં શું થયું તેની લોકોને તો શાન જ ન રહી. ચિચિયારી અને હો–હા વચ્ચે પારસી લાલાકાકા વાયલીને બચાવવા દોડયા અને અજાણ-પણે તેમનેય ગોળી વાગી થઈ. હેમલેટ અને તેના કાકાની વચ્ચેની લડાઇમાં જેમ પોલોનિયસ માર્યો ગયો હતો તેમ લાલાકાકા – અમદાવાદના મીરજાપુર રોડ પરથી શાંગહાઈ જઈ વસેલા આ પારસી સજ્જન નિર્હેતુક વીંધાઈ ગયા.

મદનલાલને ભાગવું નહોતું.

તે આત્માહૂતિ આપવા માગતા હતા.

—છઠ્ઠી ગોળીથી પોતાની જ હત્યા કરવાનો પ્રયાસ કરે ત્યાં તો પાછળથી સર લેસ્લી પ્રોબિને તેને પકડી લીધા…. હવે એ બન્ને વચ્ચે ઝપાઝપી થઈ.

હો–હા–દેકારા વચ્ચે છેવટે મદનલાલ પકડાઈ ગયા અને ધસી આવેલી પોલિસે તેને સકંજામાં લીધા ત્યારે હસીને કહે : અરે ભાઈ, ખુરશી નીચે પડી ગયેલાં મારાં ચશ્મા તો લેવા દો !

ધિંગરાને સખત પહેરા હેઠળ વોલ્ટન સ્ટ્રીટના પોલિસ થાણે લઈ જવાયા. પાછળ રહેલાઓએ વાયલીના મૃતદેહની વ્યવસ્થા કરાવી. દરમિયાન લંડનમાં વીજળીવેગે વાત ફેલાઈ

ગઈ કે એક ભારતીય યુવકે અંગ્રેજ અધિકારી વાયલીને વીંધી નાખ્યા !

મદનલાલની સાથે કોરેગાંવકર પણ આવેલો. જઈને તેણે બિપિનચંદ્ર પાલને ઘટના જણાવી. બન્નેએ સાવરકરને વિગતો આપી.

બીજા દિવસે અખબારોએ મોટાં શીર્ષકે ઘટનાને ચમકાવી. એ જ દિવસે બપોરે ધિંગરાને કોર્ટમાં પેશ કરાયા ત્યારે કોર્ટના કમ્પાઉન્ડમાં તેને નિહાળવા ભારે ભીડ હતી. મુખ્યત્વે હિન્દી યુવાનોની. ધિંગરા હતા શાંત – સ્વસ્થ – લેશમાત્ર ચિંતાની લકીર નહીં. કોર્ટે તેમની પૂછપરછ માટે અઠવાડિયું આપ્યું.

બ્રિટિશ પોલિસે હવે મદનલાલના મિત્ર સાવરકરની શોધાશોધ કરવા માંડી

# ૭

# ક્રાંતિના પથ નિર્દેશક

ધિંગરાના પિતાએ તાર કરીને પ્રજાનાં કૃત્ય માટે માફી માંગી.

'હાઉસ ઑફ કોમન્સ'ના ઉત્તેજિત અંગ્રેજ સભ્યોએ કહ્યું કે આ કાવતરૂં 'ઇંડિયા હાઉસ'ના લોકોનું છે.

સ્પષ્ટ સંકેત હતો કે સાવરકર અને શ્યામજી, રાણા અને કામા પણ આમાં સંડોવાયેલા હતા.

—પણ શ્યામજીએ 'ઇંડિયન સોશિયોલોજિસ્ટ'ના તાજા અંકમાં, તાજા કલમ ઉમેરીને લોકોને ખબર આપી: ધિંગરાએ વાયલીની હત્યા કરી છે. આવું કેમ બન્યું તે માટે બ્રિટિશરોએ પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ. રાજકીય હત્યા એ ગુન્હો નથી, બલ્કે પોતાના સમાજ માટે કરેલાં કૃત્ય માટે તેનો આદર કરવો જોઈએ.

લંડનમાં એક સભામાં કેટલાક 'વફાદાર ભારતીયો' એ ધિંગરાના કૃત્યને વખોડવાનો ઠરાવ કરવા પ્રયત્ન કર્યો પણ ત્યાં હાજર રહેલા સાવરકર અને હિંદી યુવકોએ તે થવા ન દીધો.

એ ઝપાઝપીના ખબર પણ અખબારોમાં ચમકયા.

સાવરકરે વળતો જવાબ આપ્યો.

કેસ આગળ ચાલ્યો. ધિંગરાએ પોતાનાં બચાવ-નામામાં એટલું જ કહ્યું કે ભારતમાં છેલ્લાં પચાસ વરસમાં આઠ કરોડ હિન્દીઓની કત્લેઆમ કરાઈ છે, દર વર્ષે ૧૦ કરોડ પાઉન્ડ અંગ્રેજો લૂંટી જાય છે. દર વર્ષે ૨૦ લાખ ભારતીયોની હત્યા અને સ્ત્રીઓ પર બળાત્કાર થાય છે. મેં આ દુષ્કૃત્યોનો બદલો લીધો છે. એક અંગ્રેજ જર્મનીના બે–ત્રણ નાગરિકને મારી નાખે તે દેશભક્તિ ગણાય છે, મેં આ જ ન્યાયે વાયલીનું ખૂન કર્યું છે. મારે દયાભિક્ષા માંગવી નથી. મને દેહાંતદંડ થવો જોઈએ. એમ થવાથી મારા દેશબાંધવોની વેરવૃત્તિને વેગ મળશે.

જેલની કોટડીમાં મળવા સાવરકર પણ ગયા. બન્નેએ હૃદય પર પત્થર રાખીને સંયમિત ભાષામાં વાતચિત કરી કારણ આસપાસ ગુપ્તચરો હતા.

'કેમ છો, મદનલાલ ?'

'ખુશ છું....તમે, સાવરકર ? અને મિત્રો ?'

'બધા ઠીક છે....કંઈ જોઈએ છે, અહીં ?'



ધિંગરા હસ્યા : 'અહીં બધી સગવડો છે, 'ઇંડિયા હાઉસ' કરતાં વધુ. પણ સાવરકર, એક વાત જરૂર કરજો. જો ફાંસી મળે તો મારે ઇસાઈ વાતાવરણમાં મરવું નથી. હિન્દુ વિધિ પ્રમાણે અગ્નિસંસ્કાર કરાવવાની વ્યવસ્થા કરજો....'

ધિંગરાની આંખમાં ચમકારો આવ્યો. સુ...દૂર, જન્મ-ભૂમિના ખોળે, જ્યાં બચપણ વીતાવ્યું હતું ત્યાં – સતલજ, રાવી અને બિયાસના ખળખળ વહેતા જળની સાથે તે આત્મસાત્ થઈ ગયા હતા, જાણે!

કેસ ચાલ્યો.

ન્યાયમૂર્તિએ કહ્યું : તમારા પરનું તહોમતનામું છે કે...

ધિંગરા કહે : જરા થોભો મિ લોર્ડ, 'તહોમતનામું' નહીં, 'દેશભક્તિ.'

ન્યાયાધિશ થોડીક વાર માટે ચૂપ થઈ ગયા.

કોર્ટમાં હાજર હિન્દી યુવકોની ટોળી ખડખડ હસી પડી. પોતાનો વીર નાયક બ્રિટિશ સામ્રાજ્યવાદની છાતી પર, કેવો ભવ્ય પાઠ અદા કરી રહ્યો હતો!

મદનલાલે કહ્યું કે મારે મારો લિખિત જવાબ વચાંવો છે.

મંજુરી શાની મળે ? લેખિત નિવેદન બીજા દિવસે અખબારોમાં આવે....

જ્યુરીએ તેમને દોષિત ઠેરવ્યા.

ધિંગરા કહે : તમારી સત્તાની આણ માનવા હું તૈયાર નથી.

જ્યુરી : મદનલાલ, મને ખબર છે કે અમારા કહેવાની તમારા પર કોઈ અસર નથી થવાની. પણ તમે હત્યા કરી છે તે સાબિત થાય છે અને તેને માટે આ અદાલતનો ચુકાદો છે કે તમને ફાંસી આપવામાં આવે.

સૌ ધિંગરાની પ્રતિક્રિયા સાંભળવા શાંત થઈ ગયા.

ધિંગરાએ કહ્યું : મારી માતૃભૂમિ માટે બલિદાન આપવાનું માન મને મળે છે એનું ગૌરવ છે.

બ્રિટિશ ન્યાયના નાટકનો ત્યાં પટાક્ષેપ થયો.

પોલિસતંત્રને ચિંતા એ હતી કે ધિંગરાનું લેખિત નિવેદન અખબારો લગી ન પહોંચે.

પત્રકારોને તેમણે ઘસીને ના પાડી દીધી.

....પણ સાંજ સુધીમાં તો દરેક અખબારની ઑફિસે એ નિવેદન શબ્દશઃ પહોંચી ગયું હતું !

કોણે મોકલ્યું ?

કેવી રીતે ?

પોલિસતંત્ર ડઘાઈ ગયું. તેને ખબર નહોતી કે આ નિવેદન 'ઈંડિયા હાઉસ'માં ક્યારનું અસ્તિત્વ ધરાવતું હતું અને સાવરકરે સાવધપૂર્વક તેની નકલો તૈયાર કરી. 'ચેલેંજ' શીર્ષક હેઠળની એ નિવેદનની એક નકલ 'ડેઈલી ન્યૂઝ'ને પહોંચાડવામાં આવી.

....અને ધિંગરાને અપાયેલી ફાંસીના એક દિવસ પહેલાં સોળમી ઑગષ્ટે આ નિવેદન છપાયું.



કેવું પ્રચંડ માતૃભક્તિના નાયગરા સરખું એ નિવેદન ?

કહ્યું હતું ધિંગરાએ :

હું સ્વીકારું છું કે મારા દેશવાસીઓને મળતી કાળા પાણીની સજાઓ અને અમાનુષી ફાંસીના પ્રતિકારરૂપે મેં એક અંગ્રેજની હત્યા કરી છે...એ મારું કર્તવ્ય હતું. જેને વિદેશી સંગીનો હેઠળ દબાવી દેવામાં આવેલ છે તે સમાજ બરાબર યુદ્ધ ખેલી રહ્યો છે તે તમારે સમજવું પડશે. હું એક હિન્દુ તરીકે સમજું છું કે મારી માતૃભૂમિ પરનો જુલ્મ એ મારા ઈશ્વરનું અપમાન છે. મારી માતૃભૂમિનું હિત એ ભગવાન રામનું હિત છે. તેની સેવા એ યોગેશ્વર શ્રી કૃષ્ણની સેવા છે. તેને માટે ભારતવાસી માતાની યજ્ઞવેદી પર પોતાનું રક્ત અર્પિત કરે. ભારતવાસી અત્યારે એટલું જ કરી શકે કે તે મરવાનું શીખે. અને તેનો એક માત્ર ઉપાય છે – નેતાનું બલિદાન.

...મને મારા મૃત્યુ પર અ–પાર ગૌરવ છે. પરમકૃપાળુ પરમેશ્વર પાસે હું પ્રાર્થું છું કે હું ફરી વાર મારી ભારતમાના ખોળે જન્મ પામું, ફરીવાર માતૃભૂમિની મુક્તિના પવિત્ર ઉદ્દેશ માટે પ્રાણાર્પણ કરું.

....અને મારી આ જન્મ–શહીદીની પરંપરા ત્યાં સુધી અવિરત ચાલુ રહે, જ્યાં સુધી ભારત સ્વાધીન બને, વિજયી બને, અને માનવજાતિનાં કલ્યાણ અને ઈશ્વરીય મહિમાને વિસ્તારે.

વન્દેમાતરમ્ !'

આ હતો ક્રાંતિકારી અભિનિવેશ. કેવળ દેશ નહીં, જગતનાં કલ્યાણને માટે સ્વાધીનતા અને એવી સ્વાધીનતા કાજે બલિદાન !

આને કોણ 'પાગલ' ગણે ? તેઓ માત્ર લાગણીના આવેશમાં આવી જતા હતા એવી બાલિશ દલીલ, આ બલિદાની ચિંતકો માટે હોય ખરી ?

....પણ એય આપણું જ કમભાગ્ય.

—ધિંગરાની શહાદત વિષે ગાંધીજીએ લખ્યું કે "મહેમાન વાયલીનું ખૂન કરવું એ કાયરતા હતી....તેનું નિવેદન બીજાઓએ તૈયાર કર્યું હતું....' ધિંગરાની શહાદત પછી દશ દિવસમાં તે ઈંગ્લાંડ આવ્યા હતા અને આ વક્તવ્ય લંડનથી 'ઈંડિયન ઓપનિયન'માં મોકલ્યું હતું.

સુરેન્દ્રનાથ બેનરજીએ આગાખાનના પ્રમુખપદે મળેલી સભામાં, લંડનમાં આ કૃત્ય અવખોડયું.

પૂનામાં ગોપાળકૃષ્ણ ગોખલેએ આ હત્યા નાપસંદ કરી.

....પણ, ધિંગરાના કૃત્યને આ 'સ્વદેશી નેતાઓ'એ ભલે વખોડયું, 'ભારતના દુશ્મન' ગણાતા એક જગતનેતાએ ભારોભાર અંજલિ આપી હતી !

એ હતા વિન્સ્ટન ચર્ચિલ.

તેણે અંગ્રેજ પ્રજામાં રહેલી દેશભક્તિનો પડઘો



પાડતાં કહ્યું : ધિંગરા વિષે કબિનેટમાં પણ ચર્ચા થઈ હતી. લોયડ જ્યોર્જે ધિંગરાની શહાદતનો માનભેર ઉલ્લેખ કર્યો અને મેં તેમાં સમર્થન પૂરાવ્યું. જેમ ઈંગ્લેન્ડ રેગુલસ અને પ્લૂટાર્કના દેશભક્ત નાયકોને યાદ કરે છે તેવી રીતે ધિંગરાની દેશભક્તિ ૨૦૦૦ વર્ષ લગી યાદ રહેશે. ધિંગરાનાં નિવેદનના છેલ્લાં વાકયો તો માતૃભક્તિના દસ્તાવેજની અમર ગાથા છે....!

—અને મેડમ કામાના 'વંદેમાતરમ્'માં લાલા હરદયાળે ધિંગરાની શહાદતને આપેલી આ શ્રધ્ધાંજલિ :

આવનારા દિવસોમાં,
જ્યારે બ્રિટિશ સામ્રાજ્ય
ભારતમાં ધૂળમાં રગદોળાઈ જશે,
ધિંગરાનું સ્મારક
શાનથી શોભશે, મહાનગરોના ચોકમાં.
બાળકોને તે યાદ આપશે :
એવું શાનદાર જીવન
અને એવું જ ગૌરવભર્યું મૃત્યુ.
જેણે સુદૂર વિદેશે
સિંહ ગૂફામાં પ્રવેશીને
પોતાનાં પ્રિય લક્ષ્ય દેશભક્તિ કાજે
શાસકને – વિદેશી શાસકને–
ઠાર કર્યો હતો !

ડબ્લ્યુ. એસ. બ્લન્ટે પોતાની જગપ્રસિધ્ધ ડાયરીમાં

નોંધ્યું છે : ‘ આટલી નિર્ભિકતા તો કોઈ ઈસાઈ શહીદે પણ દાખવી નહોતી ! ’

ધિંગરાનાં મૃત્યુએ એક તરફ તો શ્યામજી અને સાવરકરની ખ્યાતિ દેશ–વિદેશ પહોંચાડી દીધી, બીજી તરફ તેમના પ્રત્યે તિરસ્કાર કરનારા યે બહાર આવ્યા.

આમાંના એક ગાંધીજી પણ હતા. છેક ૧૯૦૬માં જ, બેરિસ્ટર ગાંધી ઈંગ્લેન્ડ આવ્યા ત્યારે તેમણે લીધેલી ‘ ઈંડિયા હાઉસ ’ની મુલાકાત વિષે, એક સાથી ડો. પી. જે. મહેતાને પત્ર લખ્યો હતો.

પત્રમાં તેમણે લખ્યું :

“ મને લાગે છે કે તમે શ્યામજી કૃષ્ણવર્માની અસર હેઠળ આવતા જાઓ છો. હું પણ એમનાથી એકવાર પ્રભાવિત થયો હતો. એમની સાથે મેં લાંબી વાત, ચર્ચાઓ કરી. પાછળથી મને તેમની વાતો પર ઘૃણા થઈ આવી. એમની વાતોમાં કંઈ નવું નથી. અને એ સત્યના ટેકા માટે કોઈ શ્યામજીની જરૂરત નથી. નેતાઓ પરના એમના પ્રહારો તેના પ્રચારનો એક મહત્ત્વનો ભાગ છે. મને એ ખૂબ નિંદ્ય લાગે છે. એમની રીત અધર્મ પર રચાયેલી છે એ ઈશ્વર અને પુનર્જન્મને ઈન્કારે છે. તમે અને બીજા મિત્રો મને કહો છો કે ધર્મની વાત રાજકીય બાબતમાં ન લાવવી જોઈએ, પણ હું તો બંને એક વસ્તુ એકબીજા સાથે ઓતપ્રોત હોય તો જ સાધક બને એમ માનું છું. શ્યામજીના આદેશ પ્રમાણે ‘ ઈંડિયા હાઉસ ’માં કારોબાર ચાલે છે. મારો નમ્ર અભિપ્રાય છે કે એ હાઉસનું વાતાવરણ ઝેરથી ભરેલું છે. આ કડવું સત્ય છે. મારા આ અભિપ્રાયથી શ્યામજીની વિદ્વતા અને સંનિષ્ઠા માટે જરીકે આદર ઓછો થતો નથી પણ આ વસ્તુથી જો આપણે આડા રસ્તે દોરવાઈ જઈએ તો વિદ્વતા કે નિષ્ઠા કશા કામમાં આવતા નથી. (૩ ડિસે. ૧૯૦૬ )



શ્યામજી ગાંધીજીની દક્ષિણ આફ્રિકામાં બોઅર લોકોના સંઘર્ષની વિરુદ્ધમાં, બ્રિટિશ સામ્રાજ્યને ટેકો આપવાની નીતિના સખત વિરોધી હતા. દ. આફ્રિકાના બ્રિટિશ હાઈકમિશ્નર સમક્ષ ગાંધીએ કહ્યું કે પોતે બ્રિટિશ સામ્રાજ્યના ચાહક છે.

આ વિષે ‘ ઇન્ડિયન સોશિયોલોજિસ્ટ ’માં પંડિતજીએ ( શ્યામજી કૃષ્ણવર્માએ ) લખ્યું :

“ શ્રી ગાંધી એવા તો માયાળુ આદમી છે કે કોઈને ય તેમની સાથે ઝઘડો કરવાનું મન ન થાય. એમના સંપર્કમાં આવનારા દરેક પર નમ્રતા અને મનોહારીપણાની છાપ અચૂક પડે છે.

....પણ, તેમને માટે અંગત આદર હોવા પછી યે અમારે કહેવું પડશે કે એમનાં જાહેર કાર્યો અને વકતવ્યોથી

બહુ મોટું નુકસાન થાય છે. બોઅર યુધ્ધમાં ગાંધી સ્વાતંત્ર્ય-પ્રેમીઓની સાથે રહ્યા નહોતા. પોતાના સ્વાર્થ ખાતર જે પ્રજાનું એક વાર હિંદીઓએ રાજકીય અને નૈતિક દૃષ્ટિએ નુકસાન પહોંચાડયું છે તેમના તરફથી સદ્વર્તનની અપેક્ષા રાખવાનો હિંદીઓને શો અધિકાર છે? પોતાનાં આગવાં વ્યકિતત્વનો નાશ કરનારા અંગ્રેજોને ટ્રાન્સવાલમાંથી હઠાવવાનું કામ બોઅર પ્રજા કરતી હતી એ ન્યાયી છે. પણ ટ્રાન્સવાલના હિંદીઓએ તો જાતે જ આફત વહોરી લીધી છે. સ્થાનિક બોઅર પ્રજાની આઝાદીનો નાશ કરનારાઓ (અંગ્રેજો)ને સાથ આપવાની દુષ્ટ કિંમતે પોતાનો અધિકાર મેળવવા મથનાર જ આવું કરી શકે. પરદેશી સત્તાના થોડાક ટૂકડા માટે આદર અને પ્રશંસા કરનારા સુશિક્ષિત હિન્દીઓ હજી હયાત છે. ટ્રાન્સવાલના આવા હિન્દી નેતાઓ અને આયર્લેન્ડના માઇકલ ડેવિડ જેવા નેતાની વચ્ચે કેટલો બધો ફરક છે? માઇકલ ડેવિડ – જે આઇરિશ પ્રજાની સ્વાધીનતા માટેના જંગના નેતા છે – તેમણે મિ. ગાંધીને ઉદ્દેશીને ધારાસભામાં કહ્યું હતું : સાહેબ! દક્ષિણ આફ્રિકાની વિરુધ્ધ મત આપવાની કિંમતે અમને આયર્લેન્ડની સ્વાધીનતા મળતી હોય તો યે એવી સ્વાધીનતા અમને મંજૂર નથી. એ કામ અમે કદી નહીં કરીએ.”

આમ, એક તરફ ગાંધીજીની આગેવાની હેઠળના કોંગ્રેસનેતાઓનાં નિવેદનો અને વક્તવ્યો. બીજી તરફ બ્રિટિશ સરકારની ખફા નજર એ બેની વચ્ચે ‘ઇંડિયા હાઉસ’ને કામ કરવાનું હતું.



એ કામ આગળ વધતું જ રહ્યું.

ધિંગરાની શહાદત પછી વાતાવરણ ગમગીન અને અજંપાથી ભર્યું હતું.

વી. વી. અય્યરે તો ધિંગરાની અંતિમ ઇચ્છા પ્રમાણે ૧૭ ઑગષ્ટ, ૧૯૦૭ મંગળવારે સવારે ધિંગરા ફાંસીએ ચડયા બાદ – ન્યાયતંત્રને જણાવ્યું કે ધિંગરા મારા મિત્ર છે. ભારતમાં અમે જનમ્યા એટલે એ મારો ભાઈ પણ ગણાય. તેણે હિન્દુ સંસ્કાર પ્રમાણે અંતિમ વિધિની ઇચ્છા રાખેલી. એમનો મૃતદેહ અમને સોંપવામાં આવે.

સરકારી ન્યાયે આ અરજ ઠૂકરાવી દીધી. ફાંસીના દિવસે ઇંડિયા હાઉસના બધા વિદ્યાર્થીઓએ ઉપવાસ કર્યો. એક પત્રિકા બહાર પાડી–‘મદનલાલ ધિંગરાને હૃદયાંજલિ!’

....પણ સાવરકર હવે લંડનમાં રહી શકે તેમ નહોતા.

એમણે લંડન છોડયું.

પારિસ ગયા.

રાણા–શ્યામજીએ એમને આવકાર્યા. આગળની યોજનાની મંત્રણા થઈ. મેડમ કામા એક અખબાર ‘વન્દેમાતરમ્’ તો ચલાવતા જ હતા. બીજું પત્ર શરૂ કર્યું : ‘મદન તરવાર.’

સ્પષ્ટ હતું કે ધિંગરાની શહાદતનું ગૌરવ કરવા આ અખબાર બહાર પડયું હતું.

૮

# શ્યામજી અને સાવરકર

શ્યામજીએ સાવરકરને ચેતવ્યા : હવે લંડન ન જશો. પોલિસ તમને ઝડપી લેવા માટે આતુર છે. લંડનની ગુપ્તચર પોલિસે તૈયાર કરેલા એક અહેવાલમાં જણાવાયું છે કે કોઈ પણ ભોગે શ્યામજી અને સાવરકરને પકડી લેવામાં આવે. બન્ને જ્યાં સુધી આ ભૂમિ પર હશે, કાવતરાંઓ સમાપ્ત નહીં થાય.

હા, સાચી વાત હતી :

બ્રિટિશ નજરે રાજદ્રોહનાં કાવતરાં !

અને દેશભક્તોની આંખે સ્વાતંત્ર્યજંગની સાધના !

આ અણખૂટ ધારા થોભી જવાની નહોતી.

સાવરકર લંડન ગયા. એમ કરતાં રહી ન શક્યાં. મોટી યોજના સાથે નીકળ્યા હતા તે. સ્ટેશન પર જ પકડાઈ ગયા. કોર્ટમાં કેસ ચાલ્યો. તેમના પરનો આરોપ



ભારતમાં નાશિક ષડયંત્ર સાથે અને બીજા ક્રાંતિકારી કાર્યો સાથે હતો એટલે મુકદ્દમો તો ભારત ચાલે ને? તેમને ભારત મોકલી દેવાનો નિર્ણય કરાયો.

સાવરકરે પોતાને લઈ જતી એસ. એસ. મોરિયા સ્ટીમરમાંથી માર્સેલ્સ બંદર નજીક 'સમુદ્ર ભુસકો' માર્યો.

ફ્રેન્ચ કોર્ટમાં સાવરકરની મુક્તિ માટે રાણા-શ્યામજી-કામાએ ખૂબ પ્રયત્નો કર્યા.

હેગ અદાલતનાં બારણાં ખટખટાવાયાં.

....પણ દલીલો નિષ્ફળ ગઈ.

સાવરકરને ભારત લઈ જવાયા.

નાશિકમાં જે બન્યું હતું તેનો લંડન, પારિસ સુધી સંબંધ હતો જ. જે કામ લંડનમાં વાયલીને સ્વધામ પહોંચાડવાનું થયું, એવું જ નાશિકમાં બન્યું.

તેમાં વપરાયેલી બ્રાઉનિંગ પિસ્તોલો પારિસના ૪૬, રુ બ્લેન્ચ, સ્થાનેથી લેવાઈ હતી.

આ જ હતું સરદારસિંહનું નિવાસસ્થાન.

—અને નાશિક-ગ્વાલિયરમાં જેવી બ્રિટિશ અધિકારીઓની હત્યા થઈ કે મેડમ કામાએ 'વન્દેમાતરમ્' પત્રમાં લખ્યું :

"એક ભારતીય વિદ્યાર્થી તેના અંગ્રેજ પ્રાધ્યાપકને મારે કે એક ભારતીય કારકુન તેના અધિકારીને, એક

ભારતીય વકીલ તેના અંગ્રેજ ન્યાયાધીશને કે એક ભારતીય દર્દી તેના અંગ્રેજ ડૉક્ટરને ઠાર કરે તેમાં નવાઈ નથી. બેઠકોમાં, મકાનોમાં, રેલ્વેમાં, ગોડાઉનોમાં, દુકાનો અને દેવળોમાં, ઉદ્યાનમાં અને મેળાવડાઓમાં – જ્યાં તક મળે ત્યાં અંગ્રેજ શોષણખોરનો અંત લાવવો જોઈએ....”

વી. વી. એસ. અય્યરે કહ્યું : વ્યક્તિગત અંગ્રેજોનાં ખૂન તો હજુ પ્રારંભિક તબક્કો છે. અંતિમ લક્ષ્ય ક્રાંતિનું છે. એ વિરાટ વિપ્લવ બ્રિટિશ શાસનનો ખાત્મો બોલાવશે.

નાશિકમાં સાવરકર પર મુકદ્દમો ચાલુ હતો. બીજી તરફ ‘ઇંડિયા હાઉસ’ની પ્રવૃત્તિ સંકેલાઈ રહી હતી. સાવરકર જેવું સંગઠક વ્યક્તિત્વ હવે મળવું મુશ્કેલ હતું એ વાત શ્યામજી, રાણા અને કામા બરાબર સમજતા હતા.

પરિણામે થાક અને હતાશા વર્તાવા લાગ્યાં.

વી. વી. એસ. અય્યરે લંડન છોડ્યું.

વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય તીવ્ર સાહસિક સ્વભાવના હતા. સરોજિની નાયડુના ભાઈ થાય પણ પરિવાર સાથે આ વિહારી ‘ચટ્ટો’ને ક્યારેય ન બન્યું. સરોજિની નાયડુને તે ‘બ્રિટિશ એજન્ટ’ માનતો. શ્યામજીને પણ તડફડ કહી દેવામાં સંકોચ ન રાખે. તેજાબી કલમ. લંડનથી પારિસ અને ત્યાંથી રશિયા. રશિયા ગયા પછી તેનો કોઈ પત્તો મળ્યો નહીં. ન જાણે, કેવા સંજોગોમાં કયા અગોચર ખૂણે



ચટ્ટોપાધ્યાયે કઈ હાલતમાં પ્રાણ છોડ્યા હશે ?

સમય તેના અંત માટે ખામોશ છે.

લંડનમાં બિપિનચંદ્ર પાલે ઠીકઠીક સમય ક્રાંતિવાદીઓ સાથે કામ કર્યું હતું પણ પછી તે ભારત પાછા વળ્યા. ક્રાંતિકારો સાથેના બધા સંબંધો તોડી નાખવાની શરતે. એમ તેમણે કર્યું એટલે શ્યામજીથી ન રહેવાયું. ‘ઇંડિયન સોશિયોલોજિસ્ટ’માં પાલની કડક ટીકા કરતો લેખ લખ્યો. ‘મારો આ વિરોધ પુરાણા મિત્ર સામે નથી, નવા દુશ્મન સામે છે.’

પછીથી પાલ શ્યામજીને મળવા પારિસ આવ્યા હતા પણ નારાજ શ્યામજી તેમને મળ્યા નહીં.

પારિસથી પાલ જેવા ભારત ઊતર્યા કે મુંબઈમાં તેમને પકડી લેવામાં આવ્યા ! કારણ હતું વર્ષો પર તેમણે બૉંબ પ્રવૃત્તિ વિષે લખેલો એક લેખ !

શ્યામજી – રાણા પારિસમાં પણ પોતાની પ્રવૃત્તિ ન ચલાવી શકે તેવી ભીંસ શરૂ થઈ હતી.

‘સોશિયોલોજિસ્ટ’ને બિલાડીની જેમ કેટલાં ઘર બદલવાં પડયાં તેમાં વધારો થયો.

પહેલાં લંડનમાં જ એકથી બીજી જગ્યા. બબ્બે પ્રકાશકોને સજા.

ત્યાંથી પારિસ.

૧૯૦૯માં પારિસમાં અંક બહાર પડ્યો ત્યારે જ્યોર્જ પાગ્નીરના પ્રેસમાં.

બે વર્ષ વળી આપત્તિ.

નવું પ્રકાશન સ્થાન.

છેલ્લા પાનાની નોંધ – માર્ચ, ૧૯૧૧ – બોલે છે : અમારા રાજકીય દુશ્મનોને લીધે સાત વર્ષમાં અમારે સાત મુદ્રણસ્થાન બદલવાં પડચાં. પણ તેથી અમારા પ્રચાર અને કાર્યને જરાયે અસર નથી થઈ.

ભારતમાં મરકીના રોગચાળાનો અહેવાલ આપતાં આ નિર્ભીક પત્રકાર લખે છે : "આ ઇસાઈ દયાનો નમૂનો છે. દર અઠવાડિયે ભારતમાં અત્યારે ૪૨,૦૦૦ ભારતીયો મરે છે....કરવેરાનો અતિશય બોજ ગરીબાઈ જન્માવે છે; ગરીબાઈ ગુના તરફ ધકેલે છે, અને ગુનાઓનું પરિણામ જેલની યાતનામાં આવે છે. ભૂખમરો અને દુકાળ પણ ગરીબીને લીધે છે, ને તેમાંથી જ જન્મે છે ભીષણ રોગ-ચાળો. મરકી ગરીબ વસતિમાં ફેલાયેલી છે....ભારતમાં અંગ્રેજો વૈજ્ઞાનિક તરીકાથી પ્રજાને મોત તરફ – કોઈને ય ગોળીએ માર્યા વિના ધકેલી રહી છે...."

કેટલી સાચી હતી આ કડવી વાસ્તવિકતા ?

આ બધું કહેવા – લખવા – છાપવા માટે થોડાક રસ્તાઓ ખુલ્લા હતા તે પારિસમાં.



'ઇંડિયા હાઉસ'નો પુનરાવતાર હવે પારિસમાં થયો હતો. રાણાનું નિવાસસ્થાન ધમધમતું હતું.

ફ્રેન્ચ સમાજવાદી નેતાઓ પણ આ ચળવળથી આકર્ષાયા અને બેઠકોમાં ભાગ લેવા માંડચા. હરદયાળ અને અય્યર પણ સક્રીય બન્યા.

મેડમ કામા પારિસની બજારમાં ઘૂમતા તો આદરપૂર્વક "માતૃશકિત" તરફ સૌ જોઈ રહેતા.

ભારતીય યુવકો માટે તે "કાલિકાદેવી" સરખાં "માં" હતાં.

મોટા પાયા પર વિસ્ફોટક સામગ્રી, અખબારો, પુસ્તકો તે ભારત પહોંચાડવામાં લાગી ગયાં હતાં.

હવે તેમનું 'વન્દેમાતરમ્' અહીંથી વિતરિત થતું. સૌનું તે વ્યસન હતું. લાલા હરદયાળે પણ થોડો સમય તેનું સંપાદન જિનિવાથી કર્યું.

સરદારસિંહનું કામ ત્રેવડું હતું – આર્થિક સદ્ધરતા, જેથી અકિંચન ક્રાંતિવીરોનું કામ અટકી પડે નહીં. બીજી તરફ, ફ્રાંસ અને બીજે સ્વાતંત્ર્યવાદીઓનો સંપર્ક અને ત્રીજું, ભારતમાં ઉત્પાત માટે સામગ્રી પૂરી પાડવી.

ભારતના ક્રાંતિમંડળો પારિસ તરફ આશા – નજરે જોતા હતા.

શ્રીમતી કામા અને શ્યામજીએ એક પછી એક યુવકોને પ્રવૃત્ત થવા જુદાજુદા સ્થાનોએ જવા પ્રેર્યા.

વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાયને ભારતમાં વિસ્ફોટક શસ્ત્રો મોકલવા શ્રીમતી કામાએ મદદ કરી. વીરેન્દ્રે પોતાની બહેન મૃણાલિનીને આ પત્રો લખ્યા તે બ્રિટિશરોના હાથમાં ઝડપાઈ ગયા. એટલે મૃણાલિનીને સજા થઈ.

આ એક જ ભગિનીનો વીરેન્દ્ર સાથે વાત્સલ્ય સંબંધ હતો. તે ભાઈના વિચારો જ સમજતી, સમર્થન કરતી. બાકીના લોકો સરોજિની સહિત વીરેન્દ્રને પાગલ જ માનતાં !

વી. વી. એસ. અય્યર પણ પારિસથી ઉપડયા જિનિવા, બર્લિન અને છેવટે પોંડિચેરી. પારિસથી નિયમિત તેમને આર્થિક સહાય મળ્યે રહેતી.

—અને આવ્યું ભારતમાં બ્રિટિશ શાસનની ઉજ-વણીનું વર્ષ.

વન્દેમાતરમ્, ઇંડિયન સોશિયોલોજિસ્ટ, મદન તરવાર, ત્રણે અખબારો અગ્નિજ્વાળા વરસાવવા માંડયાં.

ઇચ્છા તો એવી હતી કે શાહી દરબાર ભરાય ત્યારે ભારતમાં વિસ્ફોટ થવો જ જોઈએ.

પારિસ–હવે તેને માટે ચોતરફ પત્રવ્યહાર આદર્યો. અય્યરે લખ્યું કે એવું કંઈક થશે જે પાયા હચમચાવી નાખશે. લંડન પછી હવે દિલ્હી !

તિન્નાવેલીમાં વંચી અય્યર નામના દેશભક્ત યુવકે મિ. એશની હત્યા કરી અને પછી ગોળી ખાઈને જાત સમેટી લીધી.



વંચી, વી. વી. એસ. અય્યરની સલાહ પ્રમાણે વર્ત્યો હતો. પારિસથી 'વન્દેમાતરમ'માં શ્રીમતી કામાએ લખ્યું : "મારા યુવકો આ કામ ગીતાની પ્રેરણા લઈને કરે છે. તિન્નાવેલી અને મેમનસિંઘમાં જે થયું તે સ્પષ્ટ કરે છે કે મારા દેશવાસીઓ નિદ્રામાં નથી....આ કાર્ય સમગ્ર ભારતમાં વિસ્તરવું જોઈએ.

'વન્દેમાતરમ્' ખરેખરા અર્થમાં ઉગ્ર રાષ્ટ્રવાદનું મુખપત્ર હતું. ક્રાંતિની વિભાવના આ શબ્દોમાં તેમાં આલેખાઈ હતી :

Virtue and Wisdom first,
then war,
finally independence.

મેડમ કામાનાં ભાષણો પણ એટલાં બધાં છવાઈ ગયાં હતાં યુવકોનાં ચિત્ત પર, કે ભારતમાં તેની એક પુસ્તિકા થઈ, જેનું શીર્ષક હતું : "એક ક્રાંતિકારનું ઘોષણાપત્ર".

ઘણા ક્રાંતિકારોને માટે તે પુસ્તિકા આદર્શ બની રહેલી.

## ૯

# શ્યામજી અને મેડમ કામા

'વંદેમાતરમ્'માં શ્રીમતી કામા પોતે જ ઘણા લેખો લખતા. એક અંકમાં 'મદન તલવાર'ની માહિતી અપાઈ છે. બ્રિટિશ તંત્ર તે બંધ ન કરી શકે તે માટે તેનું પ્રકાશન બર્લિનથી થતું, મુદ્રણ હોલેન્ડમાં અને વિતરણ વ્યવસ્થા લંડન – પારિસમાં!

એક અંકમાં તેમણે લખ્યું : ભારત કલ્કી અવતારની રાહ જુએ છે. હા, વિદેશી તાકાતને નષ્ટભ્રષ્ટ બનાવી દેનાર દશમાવતાર કલ્કીની!

'વંદેમાતરમ્'ના પહેલા આઠ અંક જિનિવાના મિ. કોએ છાપેલા. હજાર પ્રતો છપાતી પણ ભારતમાં તે બધી અગત્યની ક્રાંતિમંડળીમાં અમૂક પહોંચતી. પછીથી તેનું પ્રકાશન રોટર્ડમથી થયું ત્યાં સુધીમાં તે ૧૨૦૦ સુધી પ્રતોએ પહોંચ્યું.



સુરેન્દ્રનાથ બેનરજીને ઉદ્દેશીને લખાયેલો એક તંત્રીલેખ : વેદોએ ગાઈ છે યુદ્ધની ગાથા. પુરાણોમાં લડાઈનાં વર્ણનો છે. ભગવાન અને રાક્ષસ વચ્ચે સંઘર્ષની આપણી પરંપરા અને અવતારો? કૃષ્ણે કંસને, રામે રાવણને, નરસિંહે હિરણ્યકશિપુને શાને મારેલા? પુરાણોમાં મૂકી ઊંચેરું સ્થાન રુદ્રદેવતાને – શિવને – છે, જે તાંડવનૃત્ય કરે છે. ભારત દુર્ગાની પૂજા કરે છે જેણે અસુરસંહાર કર્યો હતો....શું આ બધું ભૂલીને આપણે કાયરતાના પાઠ શીખવાના છે?

ત્રીજા વર્ષમાં આ અખબારે પ્રવેશ કર્યો ત્યારે શ્રીમતી કામાએ લખ્યું : પ્રગતિ ધીમી નથી, ઝડપી છે. છપાય છે તેની બીજી અનેક નકલો તૈયાર થાય છે અને હજારો હાથોમાં પહોંચે છે.

આનો સંકેત સ્પષ્ટ છે. ભારતમાં જે નકલે આવતી તે ગુપ્ત મંડળીઓ પણ છાપતી, તે રીતે સંખ્યા વધતી.

—પણ છતાં હજુ આ પ્રયત્નોમાં અવરોધો એવાને એવા હતા.

કેટલાક નબળા મનના યુવકો પણ આ પ્રવૃત્તિમાં આવી જતા પણ પાછળથી ગભરાઈને નુકસાન કરતા.

મોતને હથેળીમાં લઈને ફરનારા સંકલ્પિતોની જમાતમાં તે ભળી શકતા નહીં.

ગોવિંદ અમીન તેવો નિર્બળ યુવક હતો. તેનો ભાઈ

ચત્રભુજ અમીન નાશિક સુધી પહોંચ્યા બાદ ડરી ગયો અને ફરી બેઠો.

ગોવિંદની ધિંગરાની સાથે દોસ્તી હતી પણ વાયલીની હત્યા બાદ તેણે લંડન છોડ્યું–પારિસ આવ્યો. શ્યામજીને મળ્યો. ભલા શ્યામજીએ તેને માટે છાત્રવૃત્તિની જોગવાઈ કરી આપી. રાણા અને કામાએ પણ મદદ કરી અને બોંબ સામગ્રીમાં જોતર્યો.

પણ તે કામ તેને ફાવ્યું નહીં.

રાણાની દુકાનમાં નોકરી સ્વીકારી લીધી. પછી સ્વતંત્રપણે હીરામોતીનો ધંધો શરૂ કર્યો. રાણા પાસેથી ગમે તેમ કરીને ૧૪૦૦૦ ફ્રાંકનું ઝવેરાત તે ઉપાડી ગયો તેની ફરિયાદ કોર્ટમાં થઈ. બીજી બે ફરિયાદો થઈ.

ગોવિંદ જુગારની લતે ચડી ગયો હતો અને તે રસ્તેથી પાછો વળ્યો નહીં. છેવટે હામ હારી બેઠો અને તેણે આપઘાત કરી લીધો.

શ્રીમતી કામા પ્રવાસમાં રહેતા. એક પત્રમાં તેમણે શ્રી રાણાને લખ્યું : તમને જિન લોંગેટ યાદ હશે. સાવરકરના છૂટકારા માટે ફ્રેન્ચ કોર્ટમાં તે લડ્યો હતો. આપણાં કામમાં મદદરૂપ છે.

જિન લોંગેટ એ માર્કસનો પૌત્ર.

બીજા પત્રમાં તેમણે લખ્યું : ભારતમાં સાવરકર છૂટે



એ માટે વકીલ જોસેફ બાપ્ટિસ્ટાને મેં નાણાં મોકલી આપ્યાં છે.

૧૯૧૩માં, પારિસની એક કાફેમાં અઢારસો સત્તાવનની યાદ તાજી કરવા બધા મળ્યા.

દસ મેની એ સાંજ.

અજંપો, થાક અને હતાશા.

મેડમ કામા કહે : પંડિતજી, ભારત મુક્તિ માટે હવે કોઈ મોટા વિપ્લવની આશા ખરી ?

રાણા : કેમ નહીં ? વિદેશોમાં ચાલી રહેલા આંદોલનોની અસર બ્રિટિશરો પર થઈ રહી છે.

શ્યામજી : એવું લાગે છે કે મોટી લડાઈ જગત પર આવી રહી છે....એ યુદ્ધ આપણને વધુ લાભ કરશે.

કામા : હા, આપણાં પ્રયાસો વૃથા નહીં જાય ...૧૮૫૭ની સ્મૃતિ, આપણા પ્રિય મિત્ર સાવરકરની સ્મૃતિ........આ બધાંની સાથોસાથ આ યાદગાર સાંજે આપણા સંકલ્પનો પુનરોચ્ચાર કરીએ....

થોડાક દિવસોમાં જ ‘ મોર્નિંગ પોસ્ટ ’માં સમાચાર ચમક્યા : પારિસના પૈસાદાર પારસી વેપારીઓના ટેકાથી હિન્દીઓએ એક કાવતરું ઘડ્યું છે. તેની નેમ જાણીતા અંગ્રેજ વડાઓ પર બોંબ ફેંકવાની છે.

પરિણામ ?

શ્યામજીની વકિલાતની સનદ ઝૂંટવી લેવાઈ.

'ઈનર ટેમ્પલ'ના દફતરેથી તેમની શિષ્યવૃત્તિઓ રદ કરાઈ.

ત્યાં ભારતથી એની બિસેન્ટનો પત્ર આવ્યો : અહીં મુંબઈના 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માં તમારા વિષે આક્ષેપાત્મક લેખ છપાયો છે....ખરી વાત શું છે?

શ્યામજીએ લાંબો પત્ર લખ્યો. કેટલાક મતભેદને લીધે વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય અને લાલા હરદયાળે આવા આક્ષેપો કર્યા હતા.

પછી લખ્યું : હવે તો મારી ઉંમર વૃદ્ધાવસ્થા તરફ વળી છે....થયું એટલું બધું કામ કર્યું. થાક લાગે છે, ક્યારેક હતાશા પણ આવે પણ ફરી માણસના દિવ્ય આત્માનો પ્રકાશ હિંમત આપે. સ્વાધીનતા તો પામવી જ રહી, જેટલાં બલિદાન અપાય એટલાં ઓછાં.

તમે જાણો છો કે તન મન ધનથી મેં દેશની અહર્નિશ સેવા કરી છે. જેઓ મને સંપૂર્ણ રીતે જાણે છે તેમને પાકી ખાતરી રહેશે કે હું ક્યારેય દેશદ્રોહી નહીં બનું.

કેવી વેદના?

અને કેવો શાનદાર સંકલ્પ?

ત્યાં પારિસમાં અફવા ફેલાઈ: શ્યામજીએ ઇંગ્લેન્ડના શહેનશાહની હત્યા કરાવવાની યોજના ઘડી છે....!



દિલ્હી દરબારમાં એક ઘટના એવી બની કે તેની નોંધ બધે લેવામાં આવી. પંચમ જ્યોર્જના તાજશાસનની સામેથી રાજાએ કે પ્રજાએ પીઠ ફરીને ન જવાય. પાછાં પગલે જ જવું પડે!

વડોદરાના રાજવીએ તેમ ન કર્યું.

ઇંગ્લેન્ડમાં અખબારોએ લખ્યું કે આ કામ શ્યામજીનું! એ ઇંગ્લેંડ આવ્યા પૂર્વેથી ઘણા રજવાડાંઓની સાથે સંકળાયેલા હતા.

શ્યામજીએ લખ્યું : ગાયકવાડનું પગલું વાજબી હતું પણ ભલા ભાઈ, મેં લંડન છોડ્યું ત્યારથી ગાયકવાડને તો જોયા જ નથી!

શ્યામજી કૃષ્ણવર્માને માટે જગતમાં જ્યાં ક્યાંય પરિવર્તનની આગ સળગતી હોય ત્યાં સમર્થન આપવાની પ્રવૃત્તિ આવકાર્ય હતી. ચીનમાં સુન-યાત-સેન હેઠળની ક્રાંતિને તેમણે બીરદાવી.

સિયામમાં શરૂ થયેલી આઝાદીની લડાઈને તેમણે ટેકો આપ્યો.

સ્વીત્ઝર્લેન્ડ, અને ઈટલીમાં પણ તેમના ઘણા મિત્રો સ્વાતંત્ર્યવાદી ચળવળના ધ્વજધારીઓ હતા. એક રીતે, પારિસની આ ત્રિપુટી શ્યામજી – રાણા–કામા જગતસ્વાતંત્ર્યની ચળવળનો એક ભાગ બની ગઈ હતી. તેમના વિચારોમાં અને વકતવ્યોમાં

એટલે જ વ્યાપક ભાવના હતી. તેઓ જોઈ રહ્યા હતા, અનુભવે અને સંપર્કોથી કે વિશ્વયુદ્ધ તરફ ઘસડાતાં જગતમાં સ્વાતંત્ર્યનો સૂર્ય અનેક પ્રદેશોમાં ઝળાંહળાં થવાનો છે.

....અને સ્વતંત્રતા એટલે છેવટે તો માનવીય ભાવનાનો જ વિજયને ?

એ ધ્યેય લગી પહોંચવા બધું જ કરી છૂટવું – શસ્ત્ર અને શાસ્ત્ર બન્ને દ્વારા.

દિલ્હીમાં લોર્ડ હાર્ડિંગ્સ પર બોમ્બ ફેંકાયો. હરદયાળ આ અંગે પ્રવૃત્ત હતા એટલે તેમની કર્મભૂમિ પારિસ અને સાથીઓ તરફ નજર જાય જ.

શ્યામજી આ ષડયંત્રમાં હતા તેવી વિગત ગમે તે રીતે કઢાવવા 'સન' અખબારે તેમની ખાસ મુલાકાત પણ લીધી. શ્યામજી કહે : આવા બનાવો શાસનના જુલમની પ્રતિક્રિયા રૂપે જ હોય છે....

રશિયા એ દિવસોમાં પડખું બદલી રહ્યું હતું. આવી રહ્યો હતો ઝંઝાવાતી પરિવર્તનનો તબક્કો. ગામડાં અને નગરોમાં વસેલી ખેડૂત, મજૂર, કામદાર અને બૌદ્ધિક પ્રજા તેની ભૂમિકામાંથી પસાર થતી હતી.

રશિયન કથાકાર મેક્સિમ ગોર્કી એવાં પરિવર્તનનો એક શબ્દ–નાયક. નવલકથા અને નવલિકામાં જીવાતા જીવનનું પ્રતિબિંબ અને પોતાનાં અખબારમાં વૈચારિક ગડમથલ.



શ્યામજીના વાવડ દેશાવરથી રશિયા સુધી પહોંચી ચૂક્યા હતા. મેડમ કામાનો પત્રવ્યવહાર ચાલુ હતો.

ગોર્કીએ શ્યામજીને પત્ર લખ્યો :

'તમે – ભારતના મેઝિની – તમે અમારા દેશની આકાંક્ષાઓને પહેચાનો છો. તેથી ભારતીય પ્રજા વિષે રશિયામાં રહેલી ઉત્કંઠા પણ સંતોષવી જોઈએ એ વાતની સાથે સંમત થશો...મહાન ભારતના સ્વાતંત્ર્ય કાજે જે ભારતીય પ્રજાએ માનવતાને માનવાત્માનાં ઊંડાણોથી સમજદારી આપી છે તેની સ્વાધીનતા વાસ્તે અણથક રીતે ઝઝૂમી રહેલા તમને, શ્યામજી, મારાં અભિનંદન !

ગોર્કીએ પોતાના અખબારમાં આ પ્રવૃત્તિની વિગતે નોંધ આપતો અહેવાલ પણ છાપ્યો. તેમાં એક રસપ્રદ ઘટના પણ સમાવી કે શ્યામજી અને વડોદરાના રાજા ગાઢ સંપર્કમાં હતા. લંડનના ડેઈલી ટેલીગ્રાફે જ્યારે બળવાખોરોને મદદ આપતા વડોદરા રાજવીને પદભ્રષ્ટ કરવા જણાવ્યું ત્યારે મહારાજાએ તાર કરવો પડ્યો કે હું કૃષ્ણવર્માને કદી મળ્યો નથી !

ગોર્કીએ પોતાના સામયિકમાં લખવા શ્યામજીને આમંત્રણ આપ્યું. અને શ્યામજીનો તે લેખ છપાયો.

૧૯૧૩માં ચંપક રમણ પિલ્લૈ ઝુરિચમાં 'આંતરરાષ્ટ્રીય સંગઠન' સ્થાપે છે.

શ્યામજી તેમાં કેમ ન હોય ?

ત્યાં આયર્લૅન્ડમાં હોમરુલ ચળવળ ચાલી. રેડ મોંડ તેનો નેતા હતો. શ્યામજીનો તેણે સહકાર માગ્યો.

જાવામાં આંદોલન ચલાવનાર નેતા ડેકરને હદપાર કરાયો.

તે જઈને મળ્યો શ્યામજીને. લડાઈ કઈ રીતે ચલાવવી તેની વિચારોની આપ-લે થઈ.

ઈજિપ્તમાં પણ આઝાદીજંગ જોર પકડી રહ્યો હતો. શ્યામજીએ એક મિત્ર એમ. એમ. ટીફાતને કહ્યું : તમે મિસરને ટેકો આપતું અખબાર શરૂ કરો. મદદ હું આપીશ. જિનિવાથી શરૂ થયેલાં આ પત્રે ઈજિપ્તની ચળવળને ઘણું બળ આપ્યું.

માલ્ટામાં સ્વાતંત્ર્યવીર ચુરિકો [માલ્ટસ્ટાને હદપાર કરાયો. આ દમનની ખબર પંડિતજીને પહોંચાડાઈ. તુરત તેમણે સામ્રાજ્યવાદના શોરબકોર વચ્ચે, કચડાયેલાં માલ્ટાની વેદનાને વાચા આપી.

૧૦

# વિશ્વયુદ્ધનાં ઘેરાતાં વાદળ

....અને, ત્યાં આવી ચડ્યું ભીષણ વિશ્વયુદ્ધ.

વિનાશનાં વાદળાં ઘેરાવા લાગ્યાં હતાં. આ લડાઈ નાનીસૂની નહોતી. અને તેના સરંજામમાં બીજી બાબતો ભુલાઈ જવાની હતી.

પારિસમાં, આવા સંજોગોમાં હવે શાસન ઇચ્છતું નહોતું કે હિન્દી દેશભક્તો પોતાનો પ્રચાર ચાલુ રાખે. અને જો એ પ્રવૃત્તિ ચાલુ રહે તો તેનું પરિણામ એક જ—જેલયાતાના અને દમન.

હવે શું કરવું ?

દોઢ દાયકાની દીર્ઘ લડાઈ ખેલી હતી અને ભારત

માટે વિદેશોમાં રહીને આ પહેલવેલા પ્રયત્ને એક મહાન અધ્યાયનો આરંભ કરી આપ્યો હતો.

ભારતના જ નહીં, દુનિયાના ઘણા દેશોના સ્વાતંત્ર્યવીરોએ પણ આમાંથી પ્રેરણા અને સમર્થન મેળવ્યાં હતાં.

એ કૂચ થોભાવી દેવી ?

તો તો બ્રિટિશ દુશ્મનોને હાશ થાય.

તો જંગ ખેલવાના માર્ગ કયા ?

ક્યાં જવું ? ભારત તો પાછા ફરી શકાય તેમ નહોતું. સાવરકર એ કાળાપાણીની સજા ભોગવી રહ્યા હતા, શ્યામજી કે રાણાને તેટલી સજા આપવા તો બ્રિટિશ સરકાર આતુર હતી જ.

ત્રણે મળ્યા.

ખૂબ વિચાર્યું.

છેવટે નક્કી કર્યું — ત્રણેએ જગતમાં જ્યાં ક્યાંય શક્ય હોય ત્યાં જઈને થાણું નાખવું.

ચિનગારી પ્રજ્વલતી રાખવી.

મરીશું — તો ભલે. ગમે તે ખૂણે, વિદેશમાં, પણ 'વન્દેમાતરમ્'ની પ્રાર્થના સાથે ને ?

વિખૂટા પડવાનું સહેલું નહોતું. સમાન આદર્શના તાંતણે બંધાયેલા હતા ત્રણે.



ત્રણે ગુજરાતી.

ત્રણે સ્વાતંત્ર્ય-સેનાની.

ત્રણે જલાવતન.

દોઢ દાયકામાં તો તેમણે રક્તરંજિત તવારિખ સર્જી હતી.

૧૮૫૭ પછીના પહેલવેલા જંગના આ ત્રણે અગ્રદૂતો હતા.

ભારે હૈયે વિખૂટાં પડયાં.

શ્યામજીએ પહેલાં જવું એમ નક્કી થયું. પારિસમાં વાત વહેતી થઈ કે શ્યામજી જાય છે....

૧૯૧૪ના વિશ્વયુદ્ધના મેઘાડંબર વચ્ચે એ મહિનામાં તેમણે સ્થળાંતર કર્યું.

કેટલામું સ્થળાંતર ?

માંડવી, ભૂજ, મુંબઈ, અજમેર, રતલામ, ઉદયપુર, જૂનાગઢ, ફરી મુંબઈ.

મુંબઈથી લંડન.

લંડનથી પારિસ.

અને હવે પારિસથી જિનિવા.

સાથી હતાં પત્ની ભાનુમતી.

સૂરજ અને અગ્નિની સાક્ષીએ સાત ફેરા ફરનાર પત્નીએ જીવનનાં બધાં સુખદુઃખ સાથે નિભાવવાનું વ્રત જ લીધું હતું ને ?

ભાનુમતી અને શ્યામજી જિનિવામાં એક એવેન્યુ, ડેસ વેલેંરૂસમાં મકાન ખરીદીને વસ્યાં.

—પણ, હવે પોતાની વાચાને વિદાય આપવી પડે તેમ હતી. તે 'ઇંડિયન સોશિયોલોજિસ્ટ'ને. સ્વીત્ઝર્લૅન્ડની સરકાર મુસીબતમાં ન મૂકાય એ માટેનો નિર્ણય લીધો.

જુલાઈ, ૧૯૧૪માં વાચકોની આ પત્રે અલવિદા લીધી.

અને તેમ, ભારતનાં ૧૮૫૭ પછીના પહેલવેલા ક્રાંતિ-પત્રે પોતાનું 'અવતારકાર્ય' પૂરું કર્યું.

પારિસમાં હવે રહ્યાં હતાં સરદારસિંહ અને મૅડમ કામા.

કામાનાં 'વંદેમાતરમ્'ના શરૂ થવાથી શ્યામજી થોડાક ખિન્ન થયેલા પણ હવે આ ઝંઝાવાતી દિવસોમાં સૌને એકબીજાની ખોટ સાલવા માંડી હતી.

રાણા જર્મન મહિલાને અહીં આવીને પરણ્યા હતા, અને વિશ્વયુધ્ધમાં જર્મની બ્રિટન – ફ્રાંસનું તાતું દુશ્મન હતું! એટલે રાણા 'જર્મનીના જાસૂસ' હોવાનો આરોપ છડેચોક મૂકાયો.

રાણા ઈચ્છતા હતા કે ફ્રેન્ચ લશ્કરમાં 'દુભાષિયા' તરીકે પોતે જોડાઈ જાય. યુધ્ધનો અનુભવ મળે અને આપત્તિથી અલગ થવાય.

પણ તેમને મંજૂરી મળી નહીં.

બ્રિટિશરોએ ફ્રેન્ચ સત્તાને કહ્યું કે રાણાને એ નોકરી



આપશો તો આપણા સંબંધો ખલાસ થશે.

પારિસ છોડીને બોર્ડોક્ષ નજીક આર્કેકોનમાં રાણા વસ્યા પણ ત્યાં તેમને ચેનથી રહેવા દેવામાં આવ્યા નહીં.

ઑક્ટોબરમાં તેમની ધરપકડ થઈ.

બ્રિટિશ સત્તાના એ રાજદ્રોહી હતા, ખતરનાક શત્રુ.

હવે સિંહ પાંજરામાં હતો!

બોર્ડોક્ષની જેલમાં તેમને રખાયા. પારિસનું તેમનું ઘર પોલિસ ફેંદી વળી – પણ ત્યાંથી શું મળે?

પારિસમાં શ્રીમતી કામા પર રાણા કરતાં થોડીક ઓછી કાનૂની મુશ્કેલી હતી. એ અહીંના નિવાસી તો હતા નહીં, 'બ્રિટિશ સબજેક્ટ' હતા, છતાં પકડાયા.

કોર્ટમાં તેમણે ખુલ્લા અવાજે કહ્યું : 'ફ્રેંચ સત્તાને મારી ધરપકડનો અધિકાર શો છે? હું બ્રિટિશ નાગરિક પણ નથી. હું હિન્દુ છું!'

૧૯૧૪ના નવેમ્બરમાં તેમના પર મુકદમો ચાલ્યો. એ પહેલાં એ માર્સેલ્સ ગયાં હતાં જો; છટકી જવાય તો સારું એવી યોજના હતી. ત્યાંની સામુદ્રિક સેવામાં કામ કરતા કેટલાક હિંદી કારકૂનોએ મદદરૂપ થવા વચન આપ્યું. છટકી જવાના દિવસે જ તે લોકો મળ્યા નહીં એટલે એ પ્રયત્નની વિફળતા સાથે કામા પાછા ફરેલાં. માર્સેલ્સમાં

જ તેમને પોલિસ સત્તાવાળાઓએ કહ્યું કે ૨૫મી ઓક્ટોબર સુધીમાં માર્સેલ્સ છોડી જજો.

માર્સેલ્સથી આર્કેકન જઇને રાણાને મળ્યા. રાણા પરિવારની સાથે નજરકેદ હતા જ. શીતળના રોગે પણ ભરડો લીધો હતો.

શ્રીમતી કામા આર્કેકન છે એવી ખબર પડતાં જ ફ્રેન્ચ પોલિસ ત્યાં આવી. કોર્ટમાં ચાલેલા મુકદ્દમા બાદ સત્તાવાળાઓ તેમને બોર્ડોક્ષ લઈ ગયા.

અઠવાડિયે એક વાર પોલિસ થાણે હાજરી પૂરાવવાની શરતે તેમને ત્યાં રહેવા દેવામાં આવ્યા.

શ્રીમતી કામાને ચિંતા હતી – સરદારસિંહની. એમને વધુ વખત જેલમાં રહેવું પડે તો સ્વાતંત્ર્ય પ્રવૃત્તિનું શું ?

—અને અહીં રાણાનું કોણ ? પત્ની અને પુત્ર.

કામા મળ્યા જ્યોં લોંગેતને. આ માણસ સમાજવાદી વિચારક હતો. મરણિયો બનીને કાનૂની લડાઈ લડી શકે તેવી ખ્યાતિ. સાવરકરને બચાવવા તેમણે કાનૂનના બધા માર્ગો, બધી દલીલોનો ઉપયોગ કરેલો.

રાણાની જેલમુક્તિ માટે પણ તેણે કાનૂની જંગ આદર્યો. બોર્ડોના મ્યુનિસિપલ પ્રમુખ એમ. બેલેટ પણ તેમાં ભળ્યા.



—પણ સરકારે દાદ ન આપી.

રાણા જેવા બળવાખોર પ્રભાવી આદમીને 'મુક્ત પંખી' રાખવાનું હવે પાલવે તેમ નહોતું.

૧૯૧૫ના જાન્યુઆરીમાં તેમને બોર્ડોક્ષથી માર્ટિનિક ટાપુ પર પર લઈ જવાયા.

આ ટાપુ એટલે રોગનું ઘર.

પત્ની અને પુત્ર રણજિતસિંહને પણ સાથે રહેવાની છૂટ અપાઇ.

રાણા અહીંથી બીજે ક્યાંય જઈ ન શકે એવી આ એકાંતવાસની સજા હતી.

ફ્રેન્ચ બુદ્ધિજીવીઓએ આ અટકાયતનો ભારે વિરોધ કર્યો. વિશ્વયુદ્ધમાં જર્મનીની હાર થઈ ત્યારે તો આ લોકો ચળવળ ચલાવવા સુધી પહોંચ્યા.

આ અજાણ ટાપુ પર રાણા રહ્યા.

લાકડાનું મકાન બનાવ્યું.

શાકભાજીની વાડી. રોજ બાગાયત કરે. તેમાંથી જ જીવનગુજરાન ચલાવે.

સાંજ પડયે નીલા સમુદ્રની પેલી પાર સુદૂર વસેલી માતૃભૂમિનું ચિત્ર આંખ સામે તાદશ થાય ને આંખમાં ઝળઝળિયાં આવે.

મન ફરી સંકલ્પિત બને. સ્વાધીનતાની લડાઈ તો બલિદાન જ માંગેને ?

આમાં દુઃખના ડુંગર ધસી પડયા.

પુત્ર રણજિતનું માંદગીથી અવસાન થયું.

પત્ની અને પતિએ એકબીજાના શબ્દો થકી આશ્વાસન મેળવી લીધું.

છ વર્ષ લગી આવી વિષમ, અલગ જિંદગી વિતાવવી પડી.

૧૯૨૦માં એ છૂટયા ત્યારે ?

જગતનો નકશો બદલાઈ ગયો હતો. ગુલામ રાષ્ટ્રો આઝાદી તરફ હતાં. જર્મની પરાસ્ત થયું. બોંબગોળાના કાળા વિનાશે માનવજાતનો ઘણો વિનાશ વેર્યો. બ્રિટન જીત્યું પણ લથડયું હતું.

રાજતંત્ર.

સમાજ.

શિક્ષણ.

ઉદ્યોગ.

કેટલાં બધાં વહેણો અને વલણોમાં ફેરફાર : જાણે ઓગણીસમી સદીની આ દુનિયા જ નહીં !

પણ ભારતના પગમાં, હાથમાં, ચોતરફ ગુલામીની સાંકળોનો ખણખણાટ એવો ને એવો.



બંધન અને મુક્તિના આ વાયરા વચ્ચે પોતાના પ્રિય સાથીઓ કયાં હતા ? શું કરતા હતા ?

તેની શોધખોળ રાણાએ આદરી.

શ્રીમતી કામાનાં દુર્દૈવને તેમણે જાણ્યું.

બોર્ડોની જેલમાં એમનું શરીર કથળી ગયું હતું. શારીરિક – માનસિક થાક અને ત્રાસની વચ્ચે ય તેમણે લખ્યું હતું : મારો આદર્શ છે સોફિયા પેરોસ્કાયા ! અલેક-ઝાંડર બીજાની હત્યા કરીને પકડાયેલી એ વીરાંગના જેલ-વાસમાં જ, પ્રિય આદર્શની યાત્રિક તરીકે, અવસાન પામી હતી....હા, હું સોફિયા બનવા ઇચ્છું છું !

બોર્ડો–વાસ પછી ગોર્કીને ય તેમણે પત્રમાં આ વાત લખેલી. ગોર્કી ' સોબ્રેમેનિક ' સામયિકમાં આ પારસી વીરાંગના દ્વારા ગોર્કીનાં અનુવાદિત કાવ્યો છપાયાં છે.

છેક બીજા વિશ્વયુદ્ધ લગી ગોર્કી – શ્રીમતી કામા સ્વાતંત્ર્યપ્રિય મિત્રો બની રહેલા અને પત્રવ્યવહાર નિયમિત રહ્યો હતો.

—ત્યાં ' ઇંડિયા હાઉસ 'ના પ્રયત્નોની એક વધુ ચિનગારી ફૂટી અમેરિકામાં.

' ગદર ' ચળવળનો આરંભ.

' ગદર ' અખબાર ઉર્દૂ, અંગ્રેજી, ગુજરાતી ભાષામાં પ્રગટ થતું.

ગુજરાતી 'ગદર'નો તંત્રી હતો છગન ખેરાજ વર્મા. પોરબંદરનો જુવાન. હોનોલુલુથી કેનેડા પહોંચેલો. લાલા હરદયાળનો સાથી બન્યો. 'કોમાગાટા મારૂ'માં સક્રીય થયો.

શ્રીમતી કામાએ આ ગુજરાતી 'ગદર'નું કામ પણ થોડો વખત સંભાળેલું! રશિયન ક્રાંતિકાર પાબ્લોવિચ પણ તેમની સાથે પત્રવ્યવહાર કરતો રહ્યો હતો.

રશિયાના ક્રાંતિનાયક લેનિને તેમને કહ્યું: તમારું સ્વાસ્થ્ય કથળતું જાય છે. ભારતને તમારી જરૂર છે. અહીં, રશિયા આવીને આરોગ્ય અને આરામ મેળવો.

નમ્રતાથી તેમણે ના પાડી.

૧૯૩૫માં એ ભારત આવ્યાં કેમકે તબિયત કથળી ગઈ હતી.

એ મુંબઈ પહોંચ્યા ત્યારે નાદુરસ્તીના તમામ સંકેતો તેમના દુર્બળ દેહ પર વિસ્તરેલા હતા....જતાંવેત હૉસ્પિટલમાં દાખલ થવું પડ્યું....

ચોંસઠની વયે, જીવનના સાડાત્રણ દાયકા ભારતથી દૂ....ર, વિદેશોમાં અણથક મહેનત કરીને શ્રીમતી કામા ભારત આવ્યાં હતાં.

સ્વાધીનતા-જંગનું આ અણમોલ ભારતરત્ન હતું! દેશવાસીઓ પોતાની અસ્મિતા વીસરી બેઠાં ન હોત,



તેમનાં સ્વાગતે થોકેથોક લોકટોળાં ઊમટ્યાં હોત.

એવાં રાષ્ટ્રીય આદરને એ યોગ્ય હતાં.

કહો કે, આદરનો તેનાથી આદર થતો હતો.

—પણ કેટલાક દેશ દુર્દૈવમાં જીવે છે, એમને વિસ્મૃતિનો અભિશાપ વળગેલો હોય છે. ઘણી વાર વિચારની લડાઈને સહન કરી શકનારાં તત્ત્વો આવા સાચુકલા સ્વાતંત્ર્યરત્નોને વિસારી દેવા મેદાને પડે છે....

ભારતના સશસ્ત્ર ક્રાંતિકારોની જિંદગીને તવારિખનાં પાનાં પરથી, સમાજજીવનનાં મન પરથી વિસ્મૃત કરાવવાનું કૃતઘ્ની કાર્ય આપણે ત્યાં, ઓછું થયું છે?

એ તો થતું રહેશે.

—ને છતાં તેજસ્વી નક્ષત્રોનાં તેજને કોઈ ગ્રહણ નહીં લાગે.

શ્રીમતી કામા એવું ઝળાંહળાં નક્ષત્ર જેવું જીવન જીવીને 'અલ-વિદા' થયાં....આઠ મહિનાની બિમારી પછી, ચોંસઠની વયે, બી. ડી. પારસી હૉસ્પિટલમાં મેડમ કામાએ આંખો મીચી લીધી.

ત્યારે સોળમી ઑગષ્ટ, ૧૯૩૬નો સૂર્ય આથમી રહ્યો હતો.

સ્વદેશની માટી પર મૃત્યુ સૌભાગ્ય મેળવનાર આ

સ્વાતંત્ર્યલક્ષ્મીનો છેલ્લો સંદેશો હતો.

He who loses his liberty, loses his virtue.
Remember, Resistance to tyranny is obedience to God !

—જે સ્વાધીનતા ગુમાવે છે,
તે ગુમાવે છે ગુણસમૃદ્ધિ.
દમનશાહીનો પ્રતિકાર
એજ છે—
ઈશ્વરીય આજ્ઞાનું સમર્પણ !

## ૧૧

# જીવન–સંધ્યાની લાલિમા

રાણાને જેલમુક્તિ બાદ શ્રીમતી કામાના ખબર મળ્યે ગયા હતા....

—અને શ્યામજી કૃષ્ણવર્મા ?

—કેવા હતા એમના અંતિમ દિવસો ?

—છેલ્લા તણખાથી એ અલગ નહોતા થયા. અખબાર બંધ કર્યું તો શું થયું ?

નવાં કલેવર ધરો હંસલા–
નવો મોરચો, નવી લડાઈ.

જ્યાં ક્યાંય સ્વાતંત્ર્યનો તણખો દેખાય કે શ્યામજી તેમાં હાજર—

પત્ર રૂપે.

પારિતોષિક રૂપે.

છાત્રવૃત્તિ રૂપે.

લેખક તરીકે.

મુલાકાતી બનીને.

મિત્રો સાથે.

એકાંતિક પળોમાં પણ—

સ્વાધીનતા ! સ્વાધીનતા ! !

પિલ્લેએ અખબાર શરૂ કર્યું એટલે તેમાં સહભાગી થયા.

૧૯૨૭નું વર્ષ.

જિંદગીનાં વાર્ધક્યમાં હવે શ્યામજી નિહાળતા હતા– નવી પેઢી કેવી લડાઈ લડી રહી છે.

ગાંધીજીએ ભારતમાં અહિંસક ચળવળ વિસ્તારી હતી.

એમાંના ઘણા વિચાર પોતે વર્ષો પૂર્વે વ્યકત કરેલા.

જિનિવામાં જવાહરલાલ નેહરૂ આવ્યા હતા.

મળવા ગયા શ્યામજીને.

સિત્તેરની વયના શ્યામજી

અને જુવાન જવાહરલાલ.

બંને વચ્ચે પેઢીનું અંતર.

નેહરુએ શ્યામજીને જેવા જોયા – સમજ્યા તેની એક નોંધ તેમની આત્મકથામાંથી મળે છે.

લખ્યું છે :



" શ્યામજી કૃષ્ણવર્મા તેમની માંદી સ્ત્રી સાથે જિનિવામાં એક મકાનને છેક છેલ્લે મજલે રહેતા હતા. આ વૃદ્ધ દંપતી કોઈપણ કાયમી નોકરચાકર વિના જ એકલાં રહેલાં. તે મકાનના ઓરડા જૂનાપૂરાણા, ગૂંગળાવી નાખે તેવા, હવાઉજાસ વિનાના હતા. દરેક વસ્તુ પર જમાનાની ધૂળના થર જામેલા રહેતા. શ્યામજીની પાસે પૈસો તો પુષ્કળ હતો પણ એમને હાથેથી તે છૂટતો નહોતો. ટ્રામમાં જવાને બદલે ચાલીને બે પૈસા બચાવવાની તેમની હંમેશા વૃત્તિ રહેતી. જે કોઈ અજાણ્યા તેમને મળવા આવતા તેમના તરફ વહેમની નજરે જ તે જોતા અને વિશ્વાસપાત્ર ખબર ન મળે ત્યાં સુધી તેમને કાંતો બ્રિટિશ જાસૂસ માનતા અથવા પોતાની દોલત પાછળ પડેલા માનતા. તેમનાં ખિસ્સાં તેમના જૂના સાપ્તાહિક 'ઇંડિયન સોશિયોલોજિસ્ટ'ના જૂનાપૂરાણા અંકોથી ફાટફાટ થતાં લાગતાં. અને વાતવાતમાં તે આખી થોકડી ખેંચી કાઢતા અને બાર વર્ષ પર પોતે લખેલો લેખ હરખભેર બતાવતા. એમની વાતો પણ જૂના જમાનાની : હેમ્પસ્ટેડમાં ઇંડિયા હાઉસ હતું ત્યારે આમ થયેલું, બ્રિટિશ સરકારે મારા પર નજર રાખવા ફલાણાને જાસૂસ તરીકે મોકલ્યા પણ મેં તેમને ઓળખી કાઢેલા, સૌને હું માથાનો મળેલો, વગેરે. એમના ઓરડાની દીવાલો ચોપડાઓના ઘોડાથી ઢંકાયેલી હતી. આ ઘોડા પર અનેક જૂનાં, ધૂળ છવાયેલાં અને અસ્તવ્યસ્ત પુસ્તકો અને કાગળના ઢગલા પડેલા હતા. દિવસોના દિવસો, મહિનાઓના મહિનાઓ થયાં જાણે એ પથારો પડ્યા હોય એમ

ખંડિયેરનો ખ્યાલ આવતો; જિંદગી બિચારીનો કોઈ ભાવ જ ન પૂછાતો હોય એવું ! બહારની અંધારી, નિઃશબ્દ સીડી પરથી પાછા વળતાં મનમાં થતું કે કોઈક ખૂણે મૃત્યુનો ભેટો થઈ જશે ! એ મકાનમાંથી નીકળતાં અને બહારની હવા લેતાં હાશ કરીને નિરાંત મળતી !

આમ શ્યામજી, તેનાં પત્ની નિઃસંતાન, સગાંવહાલાં કે મિત્રવિહોણાં, ભાગ્યે જ બીજા કોઈ માનવીનું મુખ જોયા વિનાનું એકાકી ગાળતાં હતાં. શ્યામજી બિચારા ભૂતકાળનો અવશેષ હતા અને હવે તેમનો સમય વીતી ગયો હતો. વર્તમાનની સાથે તેમનો કેમે કરીને મેળ પડી શકે એમ નહોતું. જગત તેમના તરફ નજર કર્યા વિના પસાર થતું હતું છતાં તેની આંખો જૂના અંગારથી કંઈક ચમકતી હતી. મારી અને તેમની વચ્ચે કોઇ સમાનતા નહોતી છતાં મને તેમના તરફ સહાનુભૂતિ અને આદર થયા વિના ન રહ્યાં...."

—નેહરુ-શ્યામજી વચ્ચે કોઈ સમાનતા નહોતી તેથી જ તેમણે આવો અભિપ્રાય આપ્યો હશે.

નેહરુએ તેમની કંજૂસાઈ વિશે લખ્યું. પણ આ માણસે તો ૧૯૦૫થી જિંદગીની છેલ્લી ઘડી સુધી મબલખ છાત્રવૃત્તિઓ આપી હતી ! અમેરિકન પ્રમુખ વિલ્સનને 'લીગ ઑફ નેશન્સ'ના ઉપક્રમે વ્યાખ્યાનમાળા યોજવા માટે ૧૦,૦૦૦ ફ્રાંકની સખાવત, 'જિનિવા પ્રેસ એસોસિયેશન'ને ૧૦,૦૦૦ ફ્રાંકનું દાન, લોકમાન્ય-વ્યાખ્યાનમાળા માટે



મોટાં દાનની ગાંધીજીને કરેલી ઑફર, જિનિવા યુનિવર્સિટીમાં દર વર્ષે સમાજશાસ્ત્ર વિષયમાં મહાનિબંધ લખનારને ૧૦,૦૦૦ ફ્રાંક, ગરીબ ફ્રેન્ચ બાળકોનાં દવાદારૂ માટે ૧૦,૦૦૦ ફ્રાંક, ભારતીય વિદ્યાર્થીઓ માટે ૨૦ લાખ રૂપિયા, સોર્બો યુનિવર્સિટીને ૩૧૦૦ મૂલ્યવાન પુસ્તકો, હૉસ્ટેલ માટે ૫૦,૦૦૦ અને માંડવી (કચ્છ)ની હૉસ્પિટલ માટે ૧ લાખ રૂપિયા : આટલાં દાન કરનાર શ્યામજી જો કંજૂસ ગણાય તો આ રકમ કરતાં ઘણી ઓછી કિંમતનું 'આનંદ ભવન' રાષ્ટ્રને અર્પિત કરનાર નેહરુ શું ગણાય ?

એક વાત સાચી છે- વ્યક્તિગત જીવનમાં એ એકદમ બિનખર્ચાળ હતા.

બીજું, તેમનો ઘણા લોકો પરનો બ્રિટિશ જાસૂસ હોવાનો સંદેહ સાચો હતો, વાસ્તવિક હતો. બ્રિટિશ તંત્રે જાસૂસી તંત્રની જાળ બીછાવેલી હતી. જિનિવામાં એક બ્રિટિશ નાગરિક સાથે ગાઢ પરિચય થયો, પછી ખબર પડી કે એ તો 'ઇન્ફૉર્મર' હતો. એક મુકદ્દમામાં તેણે પોતે જ કોર્ટમાં એ એકરાર કર્યો હતો. વળી, લંડનના 'ઇંડિયા હાઉસ'માં અને પારિસમાં કોરેગાંવકર, ચત્રભુજ અમીન જેવાઓનો અનુભવ હતો, જે બ્રિટિશરોને કામ લાગેલા. દરેક ક્રાંતિકારે આ ઝંઝટમાંથી જાતે માર્ગ કરી લેવો પડતો. શક્ય છે કે અસહકારી, સત્યાગ્રહી માટે સરકારને આવી બહુ જરૂર નહીં પડી હોય. પણ ક્રાંતિકાર તો ગુપ્ત

પ્રવૃત્તિનો એક સાધન તરીકે ઉપયોગ કરતા, એ એમનો જીવનમાર્ગ હતો. બ્રિટિશ શાસનને આવા ક્રાંતિવીરોનો જ સૌથી વધારે ભય હતો.

....અને જ્યાં સત્તાને ભય લાગે ત્યાં તે શું શું ન કરે?

ક્રાંતિકાર સાવધ ન રહે અને એકાદ ગફલત ખાઈ જાય તો તેમને સાદી જેલ નહોતી મળતી, સીધા ફાંસી કે આંદામાન જ મળતાં.

ત્રીજી વાત, શ્યામજી જમાનાની પાછળ હતા એવો જવાહરલાલનો ખ્યાલ પણ ગલત સિદ્ધ થાય છે, જે માણસ જિંદગીનાં છેલ્લાં વર્ષે 'લીગ ઓવ નેશન્સ'ને આવકારીને અમેરિકી પ્રમુખને વ્યાખ્યાનમાળાની દરખાસ્ત કરે તેને જમાનાથી પાછળ કેમ મનાય?

હા. એ જરૂર એકાંતિક હતા.

મિત્રવિહોણા.

દેશથી દૂર. જલાવતન.

એકબીજાની જીવનચર્યામાંથી અને પુસ્તકોમાંથી જીવનનો રસ મેળવવા પ્રયત્નશીલ.

પુરુષાર્થી જીવનના છેલ્લા દિવસો આવા હોય તેમાં આપણાં સમાજજીવનની કેટલી ખામી ગણાય?

સરદારસિંહ વિષે તેમને જાણ નહોતી.

શ્રીમતી કામા સાથેનો પત્રવ્યવહાર પણ શિથિલ



થઈ ગયેલો. ભારતમાં ચાલતી ગાંધી-સત્યાગ્રહની ખબરો વિદેશી અખબારોમાંથી મળી રહેતી.

પાછલા દિવસોમાં તેમની આંખની શક્તિ લગભગ ખલાસ થઈ ગઈ.

આંતરડાનો રોગ લાગુ પડ્યો.

ઑપરેશન તો કરાવ્યું પણ રોગ સમૂળગો ગયો નહીં.

ભાનુમતી ખડેપગે સુશ્રૂષા કરતાં.

પણ તેમને ય બુઢાપાની અસર વર્તાવા લાગી હતી.

કયારેક સ્વસ્થ.

મોટેભાગે બિમાર.

ટિળકના અવસાનના સમાચારે શ્યામજીને ભારે આઘાત લાગ્યો. તેમણે ભારત ગાંધીજીની પત્ર લખીને જણાવ્યું કે ટિળકની સ્મૃતિમાં 'અસહકાર આંદોલન વ્યાખ્યાનમાળા' શરૂ કરો. બધો ખર્ચ અહીંથી મોકલીશ.

ગાંધીજીએ કોઇ જવાબ વાળ્યો નહીં.

૧૯૩૦ની એકત્રીસમી માર્ચ.

બિમાર, વૃદ્ધ શ્યામજી કૃષ્ણવર્માએ હોસ્પિટલમાં છેલ્લા શ્વાસ પણ છોડયા.

....કોણ હતું, આ સ્વાતંત્ર્યનાયકની સંનિકટ?

પત્ની ભાનુમતી. પંચાવન વર્ષ પૂર્વે, મુંબઈનાં એક વિશાળ મકાનમાં, ધનિક પિતાની ઉપસ્થિતિમાં શ્યામજી સાથે સપ્તપદી માંડી હતી....

તેમનાં સુખ–દુઃખ,

દિન–રાત,

આશા–નિરાશા,

આનંદ–વિષાદ,

બધું હૈયે લગાવીને દામ્પત્યવ્રત પાળનાર પત્ની ભાનુમતિ.

પતિ–વિદાયે તેમનું હૃદય ભાંગી પડયું. અફાટ રુદન સાથે પતિની છાતી પર બેભાન બનીને ઢળી પડયા.

ડૉકટરો તેમના કયા સ્વજનોને બોલાવે ?

યોગાનુયોગ ભારતથી એક પરિષદમાં ભાગ લેવા બાબુ શિવપ્રસાદ ગુપ્ત જિનિવા પહોંચેલા.

તેમની ઇચ્છા આ મહાન દેશનાયકનાં દર્શનની.

ભાળ મેળવીને તેમનાં નિવાસસ્થાને પહોંચ્યા તો ત્યાં તાળું હતું !

ગમે તેમ તપાસ કરી કે શ્યામજી બેહદ બિમાર છે એટલે હૉસ્પિટલમાં છે. ઉતાવળે તે હૉસ્પિટલ પહોંચ્યા.



....ત્યાં તો, ભાનુમતી વિદાય લઈ ચૂકેલા પતિને જોઈને હોંશ ગુમાવી બેઠેલાં હતાં.

શિવપ્રસાદ ગુપ્તે બધી વ્યવસ્થા કરી.

મૃત્યુના ત્રીજા દિવસે તેમના અંતિમ સંસ્કાર થયા.

શિવપ્રસાદ ગુપ્તની ઉપસ્થિતિમાં એક યુગના અંતની આ લકીર ખેંચાઈ.

તેમણે પારિસ સરદારસિંહ રાણાને પોસ્ટકાર્ડ લખીને જાણ કરી.

રાણા તુરત દોડી આવ્યા. વિધવા ભાનુમતીને જોઈ એ ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડી પડયા. પ્રિય સાથી શ્યામજીની સાથે કેવાં અગ્નિવર્ષો સર્જ્યાં હતાં !

ભાનુમતીને તેમણે કહ્યું : હવે પારિસ જ ચાલો. સ્વસ્થ થાઓ. શ્યામજી તો મહાન જિંદગી જીવી ગયાં.

ભાનુમતી ગયાં તો ખરાં પણ હવે તે લગભગ ભાંગી પડયાં હતાં.

પતિએ ચીંધેલાં છેલ્લાં કાર્યો તેમણે આટોપી લીધાં. શ્યામજીની મિલકતનો યોગ્ય ઉપયોગ કરવા તેમણે અસંખ્ય દાન આપ્યાં જેની સંપૂર્ણ વિગતો હજુ અંધારામાં અલોપ છે.

જિનિવા યુનિ. ને કહ્યું કે અહીં સમાજવિજ્ઞાન માટે

શિષ્યવૃત્તિ આપજો. ૧૦,૦૦૦ ફ્રાંક આપ્યા.

ફ્રેન્ચ ગરીબ બાળકોની સારવાર માટે પણ ૧૦,૦૦૦ આપ્યા.

ભારતીય વિદ્યાર્થીઓ આવીને ભણે એમને માટે ૨૦ લાખ ફાળવ્યા.

પતિની લાયબ્રેરી કેવી સમૃદ્ધ હતી ? સોર્બોં યુનિવર્સિટીને તે પુસ્તકો આપી દીધાં.

શ્યામજીનાં જન્મ સ્થાન માંડવીમાં બંધાયેલી હૉસ્પિટલને પણ એક લાખ મોકલ્યા.

પતિપરાયણ ભાનુમતી છેલ્લા દિવસોમાં જિનિવા જ રહ્યાં. એ જ મકાન. અણખૂટ સ્મૃતિ. ન માબાપની યાદ, ન સ્વજનોની.

દેશ તો તેમના નસીબે ક્યાંથી ?

બે વર્ષ બાદ તેમણે ય જિનિવામાં આંખો મીચી.

સોર્બોં યુનિવર્સિટીના વિશાળ ગ્રંથાલયમાં શ્યામજી કૃષ્ણવર્મા અને ભાનુમતી કૃષ્ણવર્મા બન્નેનાં તૈલચિત્ર આજે ય શોભે છે.

પરદેશ ગયા પછી ક્યારેય સ્વદેશ પાછા ફરી ન શકનાર શ્યામજી અને ભાનુમતી જિનિવાના જ સેન્ટ જ્યોર્જ સ્મશાનગૃહમાં સૂતાં છે....સમાધિ પર અંકિત થયેલા નામોથી તેની પહેચાન થાય છે.



શ્યામજી કૃષ્ણવર્મા : ૧૮૫૭–૧૯૩૦
ભાનુમતી કૃષ્ણવર્મા : ૧૮૭૨–૧૯૩૩

સમય ધસમસતો રહે છે....પાનખર અને વસંતની હવાના ફફડાટમાં સ્મશાનગૃહનાં વૃક્ષોનાં પાંદડાં સરરસર અવાજ કરે છે....સુદૂર દેશનાં બે સ્વાતંત્ર્યપંખી અહીં સૂતાં છે તેની સ્મૃતિમાં, વૃક્ષ પરનાં પંખી કલરવ કરે છે....

—અને ભારતમાં ?

શ્યામજી કૃષ્ણવર્માના મૃત્યુની ખબર પડતાંવેત એક જગ્યાએ જરૂર તેમને અંજલિ અપાઈ હતી.

ક્યાં ?

—પાર્લામેન્ટમાં ?

—કૉંગ્રેસના અધિવેશનમાં ?

—ગાંધીજી અને તેમના સમ્પ્રદાય વચ્ચે ?

—અખબારોમાં ?

ના. તેનાથી અધિક ઉત્તમ અને ઉચિત જગ્યાએ.

લાહોરની જેલમાં.

ફાંસીના ઝુલાની રાહ જોતા સરદાર ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવના હૃદયોદ્ગારમાં – પ્રાર્થનામાં.

જિનિવામાં એકાંતિક મૃત્યુ પામેલા શહીદને, તેના

જેવા જ આદર્શ માટે બલિદાની પંથ તરફ દોરાતા શહીદ-યાત્રિકોએ અંજલિ આપી તેથી વધુ સાર્થકતા બીજી કઈ હોઈ શકે ?

મેડમ કામાએ આંખો મીચી.

શ્યામજી ગયા.

ભાનુમતી પણ....

પાછળ રહ્યા સરદારસિંહ રાણા, છેવટની ઘડી લગી સક્રીય–ફ્રાંસ જતાં વિઠ્ઠલભાઈ પટેલ, સુભાષબાબુ કે રવીન્દ્રનાથ રાણાસાહેબના અતિથિ બનતા. ટાગોરે જ્યારે ‘ શાંતિનિકેતન ’ની કલ્પના કહી તો સરદારસિંહ રાણાએ પાંચસો જેટલાં મૂલ્યવાન ગ્રંથો ભેટ આપ્યા.

ઘણા વર્ષો કવિગુરુ સાથે મધુર પત્રવ્યવહાર રહ્યો. પ્રા. સિલ્વા પારિસ ગયાં ત્યારે પંડિત શ્યામજી કૃષ્ણવર્માનો પુસ્તકસંગ્રહ શાંતિનિકેતન માટે આપ્યો.

ત્યાં આવ્યું બીજું વિશ્વયુધ્ધ.

પહેલા વિશ્વયુધ્ધની દાસ્તાન હજુ ભૂંસાઈ નહોતી ત્યાં—

બીજું વિશ્વયુધ્ધ.

પરિવર્તનની સાથોસાથ વિનાશના વિભિષણ સંકેતો.



રાણા ત્યારે પારિસની એક હોટેલમાં રહેતા હતા. નાઝી સૈન્ય પારિસમાં પ્રવેશ્યું અને રાણાને પકડવાનું નક્કી થયું !

સુભાષબાબુને ખબર પડતાં તાબડતોબ સંદેશો મોકલ્યો કે સરદારસિંહ રાણાની તત્કાળ મુક્તિ કરવી.

રાણાએ સુભાષને હૃદયથી આમંત્ર્યા હતા : આવો. ફ્રેન્ચ ભૂમિ પર મુકત ભારત કેન્દ્ર સ્થાપો. ઈંડિયા હાઉસનું કામ આગળ ધપાવો. નેતૃત્વ સંભાળીને બ્રિટિશ સામ્રાજ્યને છેલ્લો ફટકો મારો.

ફ્રાંસમાં તો તે શકય ન બન્યું પણ શ્યોનાન (સિંગાપુર)માં જરૂર બન્યું. સુભાષબાબુની સ્થપાયેલી આઝાદ હિન્દ ફોજ એ વિદેશોમાં સશસ્ત્ર ક્રાંતિના, ૧૯૦૫થી શરૂ થયેલા અધ્યાયનું અંતિમ યશસ્વી પ્રકરણ....

૧૯૪૭માં પંદરમી ઓગષ્ટે સ્વતંત્ર ભારતનો પહેલો રાષ્ટ્રધ્વજ ફરકયો ત્યારે—

દિલ્હીમાં મેડમ કામા નહોતાં, જેમણે પહેલવેલો રાષ્ટ્રધ્વજ સ્ટુટગાર્ટમાં ફરકાવ્યો હતો.

શ્યામજી નહોતા – જીવનનાં અંત લગી સંઘર્ષ કર્યો હતો.

મદનલાલ-પિલ્લે-હરદયાળ-અય્યર તો ક્યારના શહીદી-માર્ગે વળી ગયા હતા.

સાવરકર હતા, પણ રત્નાગીરીમાં.

સરદારસિંહ રાણા – પહેલો રાષ્ટ્રધ્વજ ફરકાવનાર શ્રીમતી કામાની સાથે સ્ટુટગાર્ટમાં હતા....

પણ સ્વતંત્ર ભારતના પહેલા દિવસે, ભારત તેમને ભૂલી ગયું !

પેલી પંકિત છે ને—

વકત ગુલશન પર પડા થા
તો લહુ હમને દિયા
અબ બહાર આઈ તો કહેતે હૈં
કિ તેરા કામ નહીં !

રાણા થોડાક સમય પછી સ્વદેશ પાછા ફર્યા. જલાવતન જિંદગી પછીની આ ખુલ્લી હવા, મુક્ત ભારતનું મનોહારી આકાશ !

સસ્યશ્યામલા ભારતમાતા !

આવળબાવળ બોરડીથી છવાયેલું ઝાલાવાડ.

લીંબડી, કંથારિયા અને ધાધલપુર.

ચાર મહિને પારિસ ગયા



થોડાં વર્ષે પાછા ફર્યા.

સ્વતંત્ર ભારત ૧૮૫૭ની જન્મશતાબ્દિ ઊજવી રહ્યું હતું એ વર્ષે, રાણા વેરાવળમાં – સોમનાથની સખાતે – અવસાન પામ્યા.

સ્ટુટગાર્ટમાં જે ધ્વજ ફરકાવ્યો હતો એ તેમણે સાચવી રાખ્યો હતો. તે તેમના મૃતદેહને વીંટાળવામાં આવ્યો.

ના. 'ઇંડિયા હાઉસ'ના અગ્નિ દિવસોના આ ત્રણ ગુજરાતી વીરનાયકોની જીવનસમાપ્તિ સાથે સ્વાતંત્ર્ય-સંગ્રામના એક તેજભર્યા અધ્યાયનો અંત થતો નથી.

એ તેજસ્વી અધ્યાયના રક્તાક્ષરો પરિવર્તનના શસ્ત્ર અને શાસ્ત્રની પરંપરાની મૂલ્યવાન સ્મૃતિને ચિરંજીવ રાખશે.

● ● ●